## અનુક્રમણિકા

## પ્રકાશકો તરફથી

આ સંગ્રહના લેખોમાં વ્લા. ઇ. લેનિને હથિયારબંધ વિદ્રોહના સંબંધમાં માર્ક્સ અને એંગેલ્સના વિચારોની સામાન્ય તારવણી સુસંગત પદ્ધતિના રૂપમાં કરી છે અને તેમને અધિક વિકસાવ્યા છે. તેમણે વિદ્રોહના સંબંધમાં માર્ક્સવાદીઓના વલણ અને કાવતરાખોરોના નાનકડા જૂથના વલણ વચ્ચેના ભેદનું સ્પષ્ટ નિરૂપણ કર્યું છે. લેનિને વિદ્રોહની આવશ્યકતાના સંબંધમાં, ખાસ નિયમો ઉપર આધારિત ખાસ પ્રકારના રાજકીય સંઘર્ષને, મુખ્ય વસ્તુગત શરત તરીકે નિર્ધારિત કર્યો. તેમણે વિદ્રોહની રીતો પણ નિર્ધારિત કરી. સફળ વિદ્રોહની મુખ્ય પૂર્વશરત તેને જનતાના ટેકાની અને તેના સંબંધમાં લોકસમુદાયોના ક્રાંતિકારી ઉત્સાહની હોય છે. વિદ્રોહ એવા વળાંકના બિંદુએ થવો જોઈએ કે જ્યારે જનતાની મોખરાની હરોળની પ્રવૃત્તિ ઊંચામાં ઊંચી કક્ષાએ પહોંચી ગઈ હોય, અને દુશ્મનોની અંદરની તેમ જ ક્રાંતિના ઢીલા ડામાડોળ મિત્રોની કતારો દુવિધાની વધારેમાં વધારે જોરદાર પકડમાં હોય. લેનિને વિદ્રોહની કાચી યોજના ઘડી કાઢી હતી અને તેને ૧૯૧૭માં સફળતાથી અમલમાં મૂકવામાં આવી હતી. તેના પરિણામે રશિયામાં સોવિયેતોની સત્તા સ્થપાઈ હતી.

આ લેખોના અનુવાદ સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીની કેંદ્રીય સમિતિની માર્ક્સવાદ-લેનિનવાદ ઇન્સ્ટિટ્યુટે તૈયાર કરેલી લેનિનની સંગૃહિત કૃતિઓની પાંચમી રશિયન આવૃત્તિના ચોત્રીસમા ગ્રંથમાં પ્રકાશિત વાચના અનુસાર કરવામાં આવ્યો છે.

## બોલ્શેવિકોએ સત્તા હસ્તક કરી લેવી જોઈએ

### રૂસી સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટી(બો)ની કેંદ્રીય સમિતિને અને પેત્રોગ્રાદ તથા મોસ્કો સમિતિઓને પત્ર

બોલ્શેવિકોએ બન્ને પાટનગરોની કામદારો તથા સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતોમાં બહુમતી હાંસલ કરી લીધી છે, એટલે તેઓ રાજ્ય સત્તા પોતાના હાથમાં લઈ શકે એમ છે, અને તેમણે લઈ લેવી જ જોઈએ.

તેઓ લઈ શકે એમ છે કેમ કે એ બે મુખ્ય શહેરોમાં જનતાનાં ક્રાંતિકારી તત્ત્વોની સક્રિય બહુસંખ્યા લોકસમુદાયોને પોતાની સાથે દોરી શકે એટલી, વિરોધીના સામનાને પહોંચી વળી શકે એટલી, તેને ખતમ કરી શકે એટલી, અને સત્તા હાંસલ કરી લઈ શકે તથા જાળવી રાખી શકે એટલી મોટી છે. બોલ્શેવિકો તત્કાળ લોકશાહીવાદી સુલેહની દરખાસ્ત કરીને, કિસાનોને જમીન આપીને, અને કેરેન્સ્કીએ ચૂંથી તથા પીંખી નાખેલી લોકશાહીવાદી સંસ્થાઓ તથા આઝાદીઓ ફરી સ્થાપીને, એવી સરકારની રચના કરશે કે જેને **કોઈ** ઉથલાવી **નહિ** શકે.

લોકોની બહુસંખ્યા **આપણા પક્ષે** છે. મે માસની છઠ્ઠી તારીખથી ઑગસ્ટની એકત્રીસમી અને સપ્ટેંબરની બારમી તારીખ સુધીની ઘટનાઓના લાંબા અને પીડાકારી ક્રમે એ હકીકત સાબિત કરી દીધી હતી. મહાનગરોની સોવિયેતોમાં હાંસલ કરી લેવામાં આવેલી બહુમતીમાં, લોકો **આપણા પક્ષે** આવી ગયા હોવાની હકીકતનું **પરિણામ** અંકિત છે. સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકોની[1] દુવિધા, અને તેમની હરોળોમાં આંતરરાષ્ટ્રવાદીઓની સંખ્યામાં વધારો, પણ એમ જ સાબિત કરે છે.

લોકશાહીવાદી સંમેલન[2] ક્રાંતિકારી લોકોની બહુસંખ્યાનું **નહિ પરંતુ માત્ર નિમ્ન-મૂડીવાદીઓના તડજોડિયા ઉપલા સ્તરનું** જ પ્રતિનિધિત્વ કરે છે. આપણે ચૂંટણીના આંકડાઓથી છેતરાઈ ન જવું જોઈએ, ચૂંટણીઓ કશું સાબિત નથી કરતી. પેત્રોગ્રાદ અને મોસ્કોની નગર પરિષદોની ચૂંટણીઓની સરખામણી સોવિયેતોની ચૂંટણીઓની સાથે કરો. મોસ્કોની ચૂંટણીઓની સરખામણી

ઑગસ્ટની ૧૨મી તારીખની મોસ્કોની હડતાલ સાથે કરો. એ બાબતો લોકોની આગેવાની કરી રહેલાં ક્રાંતિકારી તત્ત્વોની બહુસંખ્યાને લગતી વસ્તુગત હકીકતો છે.

લોકશાહીવાદી સંમેલન કિસાનોને છેતરી રહ્યું છે, તેમને સુલેહ પણ નથી આપતું અને જમીન પણ નથી આપતું.

**એકમાત્ર** બોલ્શેવિક સરકાર જ કિસાનોની માંગોને પૂરી કરી કરશે.

* * *

બોલ્શેવિકોએ શા માટે બરાબર **આ ઘડીએ** જ સત્તા હસ્તક કરી લેવી જોઈએ?

કારણ કે તોળાઈ રહેલી પેત્રોગ્રાદની શરણાગતિ [3] આપણી શક્યતાઓને એકસોમા ભાગ જેટલી ઓછી સાનુકૂળ બનાવી દેશે.

અને સેનાની આગેવાની કેરેન્સ્કી તથા તેના સાગરીતોના હાથમાં છે ત્યાં સુધી પેત્રોગ્રાદની શરણાગતિ અટકાવવાનું આપણી **શક્તિમાં નથી.**

વળી આપણે બંધારણસભાની[4] "વાટ" જોઈ શકીએ એમ નથી કારણ કે કેરેન્સ્કી તથા તેના સાગરીતો પેત્રોગ્રાદ શરણે કરી દઈને તેના અધિવેશનને ગમે ત્યારે **ખરાબે ચડાવી દઈ શકે** એમ છે. એકમાત્ર આપણી પાર્ટી જ સત્તા હાથમાં લઈને બંધારણસભાનું અધિવેશન સુનિશ્ચિત બનાવી શકે એમ છે, સત્તા હાથમાં લીધા પછી તે બીજી પાર્ટીઓ ઉપર વિલંબનો આરોપ મૂકશે અને એવા આરોપને પુરવાર કરી શકશે.

બ્રિટિશ અને જર્મન સામ્રાજ્યવાદીઓ વચ્ચે અલગ સુલેહને અટકાવવી જ જોઈએ, અને અટકાવી શકાય એમ છે, પરંતુ માત્ર ઝડપી કદમ મારફત જ.

લોકો મેન્શેવિકો તથા સમાજવાદી-ક્રાંતિકારીઓની દુવિધાથી કંટાળી ગયા છે. કેવળ મહાનગરોમાં આપણો વિજય જ કિસાનોને આપણા પક્ષે આણી શકશે.

* * *

અત્યારે આપણને શબ્દના સંકુચિત અર્થમાં વિદ્રોહના "દિવસ" અથવા "ઘડી"ની ફિકર નથી. તેનો ફેંસલો તો કામદારો અને સિપાહીઓ સાથે,

**લોકસમુદાયો સાથે, સંપર્ક ધરાવનારાઓના** સર્વસામાન્ય અવાજના આધારે થશે.

મુદ્દો એવો છે કે અત્યારે, લોકશાહીવાદી સંમેલનમાં, આપણી પાર્ટી વાસ્તવમાં **પોતાની કૉંગ્રેસ** ધરાવે છે, અને એ કૉંગ્રેસે (તેની ઇચ્છા હોય કે ન હોય તોપણ) ક્રાંતિના **ભવિષ્યનો** ફેંસલો કરવાનો છે.

મુદ્દો આપણી પાર્ટીના **કર્તવ્યને** સ્પષ્ટ કરવાનો છે. હાલનું કર્તવ્ય પેત્રોગ્રાદ અને મોસ્કોમાં (તેના પ્રદેશ સહિત) **હથિયારબંધ વિપ્લવ** કરવાનું, સત્તા કબજે કરી લેવાનું, અને સરકારને ઉથલાવી પાડવાનું હોવું જોઈએ. આપણે વિચાર કરવો જોઈએ કે અખબારોમાં એમ સ્પષ્ટ જણાવ્યા વગર તેને માટે આંદોલન **કેવી રીતે** કરવું.

આપણે વિદ્રોહ વિશે માર્ક્સના શબ્દો, **"વિદ્રોહ કલા છે"** [5] વગેરે, યાદ રાખવા જોઈએ અને તોળી જોવા જોઈએ.

* * *

બોલ્શેવિકોને "રીતસરની" બહુમતી મળવાની વાટ જોવામાં તો ભોળપણ જ ગણાય. કોઈ પણ ક્રાંતિ **તેની** વાટ નથી જોતી. કેરેન્સ્કી અને તેના સાગરીતો પણ વાટ નથી જોઈ રહ્યા, પેત્રોગ્રાદ શરણે કરી દેવાની તૈયારી કરી રહ્યા છે. "લોકશાહીવાદી સંમેલનની" પામર દુવિધાઓ પેત્રોગ્રાદ અને મોસ્કોના કામદારોની ધીરજને ચોક્કસ ખુટાડી દે, અને ખુટાડી દેશે જ! આપણે અત્યારે સત્તા હસ્તક નહિ કરી લઈએ તો ઇતિહાસ આપણને માફ નહિ કરે.

તંત્ર નથી? તંત્ર છે—સોવિયેતો અને લોકશાહીવાદી સંસ્થાઓ. આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ **બરાબર** અત્યારે, બ્રિટિશો અને જર્મનો વચ્ચે અલગ સુલેહની **પૂર્વવેળાએ, આપણી તરફેણમાં** છે. બરાબર અત્યારે જ રાષ્ટ્રોને સુલેહની દરખાસ્ત કરવાનો અર્થ **જીત હાંસલ કરવાનો** છે.

મોસ્કો તથા પેત્રોગ્રાદમાં, બન્ને શહેરોમાં, **તત્કાળ** સત્તા કબજે કરી લઈને (પહેલું સ્થાન કોનું આવે, એ બાબત મહત્ત્વની નથી, શક્ય છે કે મોસ્કો શરૂઆત કરે) આપણે **પૂરેપૂરી અને નિર્વિવાદ** જીત હાંસલ કરી લઈશું.

**એન. લેનિન**

૧૯૧૭ના સપ્ટેંબરની ૧૨-૧૪ (૨૫-૨૭)
તારીખો દરમિયાન લિખિત

## રૂસી સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટી(બો)ની કેંદ્રીય સમિતિને પત્ર

વર્ચસ્વી "સમાજવાદી" પાર્ટીઓ તરફથી અજમાવવામાં આવતી માર્ક્સવાદની વધારેમાં વધારે ઝેરીલી, અને કદાચ વધારેમાં વધારે વ્યાપક, વિકૃતિઓમાંની એક એવા તકવાદી જૂઠાણાની છે કે વિદ્રોહની તૈયારી, અને સામાન્ય રીતે વિદ્રોહને કલા ગણવાનું વલણ, તો "બ્લાંકીપંથ" છે.

તકવાદનો આગેવાન બર્નસ્ટાઈન માર્ક્સવાદને માથે બ્લાંકીપંથનું આળ મૂકીને કમનસીબ નામના ક્યારનો રળી ચૂક્યો છે, અને આપણા હાલના તકવાદીઓ બ્લાંકીપંથના દેકારા કરે છે ત્યારે બર્નસ્ટાઈનના નમાલા "વિચારોને" જરાય સુધારતા કે "વધારે સમૃદ્ધ" બનાવતા નથી.

માર્ક્સવાદીઓની ઉપર વિદ્રોહને કલા ગણવાનો આરોપ મૂકવામાં આવે છે! જ્યારે એક પણ માર્ક્સવાદી ઇનકાર ન જ કરે કે માર્ક્સે પોતે જ એ સંબંધમાં પોતાના વિચારો નિશ્ચિત, ચોક્કસ, અને સ્પષ્ટ રીતે વ્યક્ત કર્યા છે, વિદ્રોહનો ચોક્કસ રીતે **કલા તરીકે** ઉલ્લેખ કર્યો છે, જણાવ્યું છે કે તેને કલા તરીકે ગણવો જોઈએ, પહેલી સફળતા **હાંસલ કરી લેવી** જોઈએ અને પછી એક પછી એક સફળતા હાંસલ કરતા રહેવું જોઈએ, દુશ્મનની ઉપર **હલ્લો** કદી થંભાવવો ન જોઈએ, તેના ગૂંચવાડાનો ફાયદો ઉઠાવવો જોઈએ, વગેરે, ત્યારે સત્યની એથી, એવા આરોપથી, વધારે ઉઘાડી વિકૃતિ શક્ય છે ખરી?

વિદ્રોહને સફળ બનાવવો હોય તો તે કાવતરા ઉપર અને પાર્ટી ઉપર નહિ પરંતુ અગ્રગામી વર્ગ ઉપર આધારિત હોવો જોઈએ. પહેલો મુદ્દો એ છે. વિદ્રોહ **લોકોના ક્રાંતિકારી જુવાળ** ઉપર આધારિત હોવો જોઈએ. બીજો મુદ્દો એ છે. વિદ્રોહ વિકસતી ક્રાંતિના ઇતિહાસના એવા **વળાંક** ઉપર આધારિત હોવો જોઈએ કે જ્યારે જનતાની અગ્રગામી હરોળોની પ્રવૃત્તિ પરાકાષ્ઠાએ હોય, અને દુશ્મનની હરોળોમાં તેમ જ **ક્રાંતિના કમજોર**, **ઢીલા**, **તથા બિનમક્કમ**

**મિત્રોની હરોળોમાં દુવિધાઓ વધારેમાં વધારે જોરદાર હોય. એ ત્રીજો** મુદ્દો છે. અને વિદ્રોહનો સવાલ ઉઠાવવા માટે જરૂરી એ ત્રણ સંજોગો **માર્ક્સવાદને બ્લાંકીપંથથી** જુદો તારવી દે છે.

પરંતુ એક વાર એવા સંજોગો અસ્તિત્વમાં આવી જાય ત્યારે વિદ્રોહને **કલા** ગણવાના ઇનકારનો અર્થ માર્ક્સવાદના દ્રોહનો તથા ક્રાંતિના દ્રોહનો છે.

ચોક્કસ હાલની ઘડીને જ પાર્ટીએ **આવશ્યક રીતે** એવી ઘડી તરીકે પારખી લેવી જોઈએ કે જ્યારે ઘટનાઓના આખા ક્રમે **વિદ્રોહને** તાત્કાલિક કર્તવ્યના સ્થાને મૂકી દીધો છે, અને જ્યારે વિદ્રોહને કલા તરીકે ગણવો જ જોઈએ; એ બાબતને સાબિત કરવા માટે કદાચ સરખામણીની રીતને ઉપયોગમાં લેવાનું, જુલાઈની ૩-૪ તારીખો [6] અને સપ્ટેંબરના દિવસોની તુલના કરવાનું, ઉત્તમ ગણાશે.

જુલાઈની ૩-૪ તારીખોએ સચ્ચાઈનો ભંગ કર્યા વગર દલીલ થઈ શકી હોત કે ખરો માર્ગ સત્તા કબજે કરી લેવાનો હતો કારણ કે આપણા દુશ્મનોએ ગમે તેવા સંજોગોમાં આપણી ઉપર વિદ્રોહનો આક્ષેપ મૂક્યો જ હોત, અને આપણને વિદ્રોહીઓ ગણાવીને આપણી જોડે નિર્દય વર્તન કર્યું જ હોત. પરંતુ એવા કારણસર એ વખતે સત્તા કબજે કરી લેવામાં ભૂલ થઈ હોત કારણ કે વિદ્રોહના વિજય માટે વસ્તુગત સંજોગો અસ્તિત્વમાં નહોતા.

(૧) ક્રાંતિની અગ્રિમ હરોળ બની રહેતા વર્ગનો ટેકો આપણે હજી નહોતા ધરાવતા.

આપણે પેત્રોગ્રાદ અને મોસ્કોના કામદારો અને સિપાહીઓની અંદર બહુમતી હજી નહોતા ધરાવતા. હવે આપણે બન્ને સોવિયેતોમાં બહુમતી ધરાવીએ છીએ. તે **માત્ર** જુલાઈ તથા ઑગસ્ટના ઇતિહાસ થકી, બોલ્શેવિકોની જોડે કરવામાં આવેલા “નિર્દય વર્તનના” અનુભવ થકી, અને કોર્નીલોવના બંડના [7] અનુભવ થકી જ સર્જાઈ હતી.

(૨) એ વખતે દેશવ્યાપી ક્રાંતિકારી જુવાળની સ્થિતિ નહોતી. હવે, કોર્નીલોવના બંડ પછી, એવી સ્થિતિ છે. પ્રાંતોમાંની પરિસ્થિતિ, અને કેટલાય વિસ્તારોમાં સોવિયેતોએ સત્તા કબજે કરી લીધી હોવાના સંજોગો, એ હકીકતને સાબિત કરી દે છે.

(૩) એ વખતે આપણા દુશ્મનોની અંદર અને બિનમક્કમ નિમ્ન-મૂડીવાદીઓની અંદર કોઈ જાતના ગંભીર રાજકીય પાયાની **દુવિધા** નહોતી. હવે પારાવાર દુવિધા છે. આપણો મુખ્ય દુશ્મન, સંપેલો અને વિશ્વ

સામ્રાજ્યવાદ (કારણ કે "સંપેલાં રાજ્યો" વિશ્વ સામ્રાજ્યવાદની આગેવાની કરે છે), એક તરફ વિજયી સમાપન સુધીના યુદ્ધ, અને બીજી તરફ રશિયા વિરુદ્ધ લક્ષ્યાંકિત અલગ સુલેહ, વચ્ચે **દુવિધામાં અટવાવા લાગ્યો છે.** આપણા નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદીઓ જનતાની અંદર પોતાની બહુમતીને સાફસાફ ખોઈ બેઠા છે અને પારાવાર દુવિધામાં અટવાવા લાગ્યા છે, તેમણે જૂથબંધીને, એટલે કેડેટો[8] જોડે એકસંપીને, નકારી કાઢી છે.

(૪) એટલે, જુલાઈની ૩-૪ તારીખોએ વિદ્રોહ કરવામાં ભૂલ થઈ હોત: આપણે સત્તાને વાસ્તવિક અથવા રાજકીય રીતે જાળવી ન રાખી શક્યા હોત. પેત્રોગ્રાદ ક્યારેક ક્યારેક આપણા હાથમાં રહ્યું હોવા છતાં, આપણે સત્તાને વાસ્તવિક રીતે જાળવી ન રાખી શક્યા હોત કારણ કે કામદારો અને સિપાહીઓ પેત્રોગ્રાદ ખાતર **લડયા** ન હોત અને **ખપી** ન ગયા હોત. એ વખતે કેરેન્સ્કીઓ **તેમ જ** ત્સેરેતેલીઓ **તથા** ચેર્નોવોના **સંબંધમાં** "જંગલિયત", અથવા ઝનૂની નફરત નહોતી. આપણા લોકો, સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકોની સામેલગીરીના આધારે બોલ્શેવિકોની ઉપર વરસાવવામાં આવેલા દમનના અનુભવથી, પોલાદી હજી નહોતા બન્યા.

જુલાઈની ૩-૪ તારીખોએ આપણે સત્તાને રાજકીય રીતે જાળવી ન રાખી શક્યા હોત કારણ કે **કોર્નીલોવના બંડ પહેલાં** સેના અને પ્રાંતો પેત્રોગ્રાદની વિરુદ્ધ કૂચ કરી શકે એમ હતાં અને તેમણે કરી હોત.

હવે ચિત્ર સાવ નિરાળું છે.

આપણે એવા **વર્ગની,** ક્રાંતિની અગ્રિમ હરોળની, જનતાની અગ્રિમ હરોળની, બહુસંખ્યાનો ટેકો ધરાવીએ છીએ કે જે લોકસમુદાયોને પોતાની સાથે દોરી જવા શક્તિમાન છે.

આપણે લોકોની **બહુસંખ્યાનો** ટેકો ધરાવીએ છીએ કારણ કે ચેર્નોવના રાજીનામામાં એકમાત્ર તો કોઈ રીતે નહિ પરંતુ એકદમ સચોટ અને દેખીતી નિશાની અંકિત છે કે કિસાનોને સમાજવાદી-ક્રાંતિકારીઓના જૂથ તરફથી (અથવા ખુદ સમાજવાદી-ક્રાંતિકારીઓ તરફથી) **જમીન નહિ મળે.** અને ક્રાંતિના પ્રજાકીય સ્વરૂપનું મુખ્ય કારણ એ જ છે.

આપણે એવી સ્પષ્ટ સમજણ ધરાવતી પાર્ટી તરીકે સાનુકૂળ સ્થિતિમાં છીએ કે જ્યારે **સમગ્ર રૂપમાં સામ્રાજ્યવાદ** અને સમગ્ર રૂપમાં મેન્શેવિક તથા સમાજવાદી-ક્રાંતિકારી જૂથ અકલ્પનીય રીતે દુવિધામાં અટવાઈ રહેલાં છે.

આપણો **વિજય નિશ્ચિત છે** કારણ કે લોકો હતાશાની અણીએ પહોંચી

ગયા છે, અને આપણે સમગ્ર જનતાને ખાતરીબંધ ઉપાય બતાવીએ છીએ; આપણે "કોર્નીલોવ દિવસો" દરમિયાન સમગ્ર જનતાને આપણી આગેવાનીનું મૂલ્ય બતાવી આપ્યું છે, અને પછી જૂથના રાજકારણીઓ સમક્ષ સમાધાનની **દરખાસ્ત મૂકી છે, તેમણે દરખાસ્ત નકારી કાઢી છે,** પરંતુ તેમની દુવિધાઓ જરાય ઓસરી નથી.

આપણી દરખાસ્તને **હજી** નકારી કાઢવામાં નથી આવી, અને લોકશાહીવાદી સંમેલન કદાચ **હજી** તેને સ્વીકારી લે, એમ માની લેવામાં ભારે ભૂલ થશે. સમાધાનની દરખાસ્ત **એક પાર્ટી તરફથી પાર્ટીઓને** કરવામાં આવી હતી, તે બીજી કોઈ રીતે ન જ કરી શકાઈ હોત. તેને **પાર્ટીઓએ** નકારી કાઢી છે. લોકશાહીવાદી સંમેલન તો એક **સંમેલન** જ છે, એથી વધારે કશું જ નહિ. એક વાત ન જ ભુલાવી જોઈએ કે ક્રાંતિકારી લોકોની **બહુસંખ્યાનું,** ગરીબીમાં સબડતા અને કડવાશની લાગણી અનુભવતા કિસાનોનું, પ્રતિનિધિત્વ તેમાં સામેલ નથી. એ તો **લોકોની લઘુસંખ્યાનું** સંમેલન છે. એ દેખીતું તથ્ય ન જ ભુલાવું જોઈએ. આપણે લોકશાહીવાદી સંમેલનને સંસદ તરીકે ગણીએ તો તેમાં આપણી મોટી ભૂલ, નરી સંસદીય જડવામનતા, પ્રદર્શિત થશે કારણ કે તે પોતાને ક્રાંતિની કાયમી અને સાર્વભૌમ સંસદ તરીકે ઘોષિત કરી દે **તોપણ** કોઈ બાબતનો **નિર્ણય નહિ લે.** નિર્ણયનો અખત્યાર તો **તેની બહાર** છે, પેત્રોગ્રાદ અને મોસ્કોના કામદાર વર્ગીય વિસ્તારોમાં છે.

સફળ વિદ્રોહ માટે બધા વસ્તુગત સંજોગો હયાત છે. આપણે એવી પરિસ્થિતિની અસાધારણ સાનુકૂળતા ધરાવીએ છીએ કે જેમાં **કેવળ** આપણો વિજયી વિદ્રોહ જ પૃથ્વીની વધારેમાં વધારે પીડાકારી બાબતનો, દુવિધાનો, જેણે લોકોને થકવી નાખ્યા છે તેનો, અંત આણી શકે; જેમાં **કેવળ** આપણો વિજયી વિદ્રોહ જ કિસાનોને તત્કાળ જમીન આપશે; જેમાં **કેવળ** આપણો વિજયી વિદ્રોહ જ અલગ સુલેહના કારસ્તાનને, ક્રાંતિની વિરુદ્ધ લક્ષ્યાંકિત કારસ્તાનને, **નાકામયાબ બનાવી શકે** એમ છે—વધારે પૂર્ણ, વધારે ન્યાયી, અને વધારે વહેલી સુલેહની, ક્રાંતિને **લાભ પહોંચાડે** એવી સુલેહની, દરખાસ્ત જાહેર રીતે કરીને નાકામયાબ બનાવી શકે એમ છે.

છેલ્લે, એકલી આપણી પાર્ટી જ વિજયી વિદ્રોહ મારફત પેત્રોગ્રાદને બચાવી **શકે** એમ છે કારણ કે સુલેહની આપણી દરખાસ્તને નકારી કાઢવામાં આવે તો, આપણે જંગમોકૂફી પણ હાંસલ ન કરી શકીએ તો, "સંરક્ષણવાદીઓ" બની જઈશું, **યુદ્ધ પાર્ટીઓને મોખરે** સ્થાન મેળવી

લઈશું, **સર્વોત્તમ "યુદ્ધ"** પાર્ટી બની રહીશું, અને ખરેખરી ક્રાંતિકારી રીતે યુદ્ધનું સંચાલન કરીશું. આપણે મૂડીદારો પાસેથી બધી રોટી અને **તમામ** પગરખાં છીનવી લઈશું. આપણે તેમને માટે માત્ર રોટીના પોપડા રહેવા દઈશું અને તેમને કાથીના જોડા પહેરવા દઈશું. આપણે બધી રોટી અને તમામ પગરખાં મોરચે મોકલી દઈશું.

અને એ રીતે આપણે પેત્રોગ્રાદને બચાવી લઈશું.

રશિયામાં ખરેખરા ક્રાંતિકારી યુદ્ધ માટે હજી પારાવાર ભૌતિક તેમ જ માનસિક સાધનસરંજામ છે. એકની સામે એકસોના પ્રમાણની શક્યતાઓ છે કે જર્મનો આપણને ઓછામાં ઓછી જંગમોકૂફી તો બક્ષી દેશે. અને અત્યારે જંગમોકૂફી હાંસલ કરી લેવાનો અર્થ **આખી દુનિયા** જીતી લેવા જેવો થશે.

* * *

ક્રાંતિને ઉગારી લેવા માટે, અને બન્ને જૂથોના સામ્રાજ્યવાદીઓના હાથે "અલગ" ભાગલાની હાલતથી રશિયાને બચાવી લેવા માટે, વિદ્રોહ એકદમ જરૂરી હોવાની સ્થિતિને પારખી લીધા પછી, આપણે એક તો **સંમેલનમાં** આપણી કાર્યનીતિ વિકસતા વિદ્રોહના સંજોગોને અનુરૂપ બનાવી લેવી જોઈએ; અને બીજું, આપણે બતાવી આપવું જોઈએ કે વિદ્રોહને કલા તરીકે ગણવાના માર્ક્સના વિચારની આપણી સ્વીકૃતિ કેવળ શબ્દો પૂરતી જ સીમિત નથી.

આપણે સંમેલનમાં તત્કાળ બોલ્શેવિક જૂથને, સંખ્યા વધારવાની મહેનત કર્યા વગર અને ઢચુપચુ માણસોને ઢચુપચુ માણસોની છાવણીમાં પડતા મૂકી દેવામાં જરાય અચકાયા વગર, એકસૂત્રે સાંકળી લેવું જોઈએ. એવા માણસો મક્કમ અને નિષ્ઠાવાન લડવૈયાઓની છાવણી કરતાં **ત્યાં** જ ક્રાંતિના ધ્યેયને વધારે ઉપયોગી છે.

આપણે બોલ્શેવિકોની ટૂંકી જાહેરાત ઘડી કાઢવી જોઈએ, તેમાં બિનચોક્કસ કોઈ રીતે ન ગણાય એવી રીતે ભારપૂર્વક ઉલ્લેખ કરવો જોઈએ કે લાંબાં ભાષણો અને સામાન્ય રીતે "ભાષણો" અસ્થાને છે, ક્રાંતિને ઉગારી લેવા માટે તાત્કાલિક કદમ જરૂરી છે, અને મૂડીદાર વર્ગ સાથેના સંબંધો તદ્દન તોડી નાખવાનું, હાલની સરકારને આખેઆખી હઠાવી દેવાનું, રશિયાના "અલગ" ભાગલાની તૈયારી કરી રહેલા અંગ્રેજ-ફ્રેંચ સામ્રાજ્યવાદીઓથી તદ્દન અળગા થઈ જવાનું, તથા સમગ્ર સત્તાની ફેરબદલી **ક્રાંતિકારી સર્વહારા વર્ગની આગેવાની ધરાવતા**

**ક્રાંતિકારી લોકશાહીવાદીઓના** હાથમાં તત્કાળ કરી દેવાનું એકદમ આવશ્યક છે.

પ્રજાઓ માટે શાંતિ, કિસાનો માટે જમીન, નામોશીભર્યા નફાઓની જપતી, અને મૂડીદારો તરફથી ઉત્પાદનમાં નામોશીભરી ભાંગફોડ ઉપર અંકુશને લગતી કાર્યક્રમ-મૂલક દરખાસ્તોના સંબંધમાં **એ** નિષ્કર્ષનું ટૂંકામાં ટૂંકું અને એકદમ જોરદાર નિરૂપણ આપણી જાહેરાતમાં થવું જોઈએ.

જાહેરાત જેટલી વધારે ટૂંકી અને વધારે જોરદાર હોય એટલું વધારે સારું. માત્ર બે બીજા ખૂબ મહત્ત્વના મુદ્દાઓ તેમાં સ્પષ્ટ નિર્દેશિત થવા જોઈએ, અર્થાત્, લોકો દુવિધાઓથી થાકી ગયા છે, સમાજવાદી-ક્રાંતિકારીઓ અને મેન્શેવિકોની અનિશ્ચિતતાથી કંટાળી ગયા છે; અને એ **પાર્ટીઓથી** ચોક્કસ અળગા થઈ રહ્યા છે કારણ કે એ પાર્ટીઓએ ક્રાંતિનો દ્રોહ કર્યો છે.

અને બીજી એક વાત. આપણે પ્રદેશોની ઉચાપતો વગરની સુલેહની દરખાસ્ત તત્કાળ કરીને, સંપેલા સામ્રાજ્યવાદીઓ તથા બધા સામ્રાજ્યવાદીઓથી તત્કાળ અળગા થઈ જઈને, કાં તો સત્વર જંગમોકૂફી હાંસલ કરી લઈશું, અથવા આખો ક્રાંતિકારી સર્વહારા વર્ગ દેશના બચાવ માટે ઊમટી પડશે, અને તો સર્વહારા વર્ગની આગેવાની હેઠળ ક્રાંતિકારી લોકશાહીવાદીઓ વાસ્તવમાં ઇનસાફી, વાસ્તવમાં ક્રાંતિકારી, યુદ્ધ લડશે.

એ જાહેરાત વાંચી સંભળાવ્યા પછી, અને વાતોની નહિ પરંતુ **નિર્ણયોની,** ઠરાવો લખવાની નહિ પરંતુ **કદમ ઉઠાવવાની**, અપીલ કર્યા પછી, આપણે આપણા આખા જૂથને **કારખાનાંઓમાં તથા બૅરેકોમાં મોકલવું** જોઈએ. તેનું સ્થાન ત્યાં છે, જિંદગીની નાડી ત્યાં ધબકી રહી છે, આપણી ક્રાંતિના ઉદ્ધારનું મૂળ ત્યાં છે, અને લોકશાહીવાદી સંમેલનનું ચાલક પરિબળ ત્યાં છે.

ત્યાં આપણે જુસ્સાદાર અને ભાવાવેગી પ્રવચનોમાં આપણો કાર્યક્રમ સમજાવવો જોઈએ અને વિકલ્પો રજૂ કરવા જોઈએ: કાં તો સંમેલન તેને **પૂરેપૂરો** અપનાવી લે, નહિતર વિદ્રોહ. કોઈ વચલો માર્ગ છે જ નહિ. વિલંબ અશક્ય છે. ક્રાંતિ મોતની દિશામાં ધકેલાઈ રહી છે.

આપણે સવાલને એ રીતે રજૂ કરીને, આપણા આખા જૂથને કારખાનાંઓ તથા બૅરેકોમાં કેંદ્રિત કરીને, **વિદ્રોહ શરૂ કરવાની સમુચિત ઘડી નિર્ધારિત કરી શકીશું.**

વિદ્રોહના સંબંધમાં માર્ક્સવાદી રીતનું, એટલે કે તેને કલા ગણવાનું, ધોરણ અમલમાં મૂકવા માટે આપણે સાથોસાથ, એક પળ પણ બરબાદ

કર્યા વગર, વિદ્રોહી ટુકડીઓના **વડા મથકની** સંઘટના કરવી જોઈએ, આપણાં દળોની વહેંચણી કરી લેવી જોઈએ, ભરોસેદાર રેજીમેન્ટોને અત્યંત મહત્ત્વનાં સ્થળોએ ખસેડવી જોઈએ, આલેક્સાંદ્રીન્સ્કી થિયેટરને ઘેરી લેવું જોઈએ, પીટર અને પૉલ કિલ્લો[9] કબજે કરી લેવો જોઈએ, લશ્કરી સરદારો તથા સરકારના સભ્યોને ગિરફ્તાર કરી લેવા જોઈએ, દુશ્મનને શહેરનાં વ્યૂહાત્મક સ્થળો નજીક પહોંચવા દેવા કરતાં ખપી જવાનું વધારે પસંદ કરે એવી ટુકડીઓને અફસર તાલીમીઓની[10] સામે તથા "જંગલી દળ"ની[11] સામે ગોઠવી દેવી જોઈએ. આપણે હથિયારબંધ કામદારોની જમાવટ કરવી જોઈએ અને તેમને આખરી મરણિયો જંગ લડી લેવાની હાકલ કરવી જોઈએ, તાર અને ટેલિફોન કાર્યાલયો સત્વર કબજે કરી લેવાં જોઈએ, આપણા વિદ્રોહના **વડા મથકને** કેંદ્રીય ટેલિફોન કાર્યાલયમાં ખસેડવું જોઈએ અને બધાં કારખાનાં, બધી રેજીમેન્ટો, હથિયારબંધ ઝપાઝપીનાં બધાં સ્થળો, વગેરે સાથે ટેલિફોન વડે સાંકળી લેવું જોઈએ.

આ બધું તો બેશક દાખલા તરીકે છે, કેવળ એ હકીકતના **ચિત્રાણ માટે** જ છે કે હાલની ઘડીએ **વિદ્રોહને કલા તરીકે ન ગણવામાં આવે** તો માર્ક્સવાદને વફાદાર રહેવાનું, ક્રાંતિને વફાદાર રહેવાનું, અશક્ય છે.

**એન. લેનિન**

૧૯૧૭ના સપ્ટેંબરની ૧૩-૧૪ (૨૬-૨૭)
તારીખો દરમિયાન લિખિત

હું આ લીટીઓ ઑક્ટોબરની ૮મી તારીખે લખી રહ્યો છું, અને મને બહુ ઓછી આશા છે કે તેઓ પેત્રોગ્રાદના સાથીઓને ૯મી તારીખ સુધીમાં પહોંચે. શક્ય છે કે તેઓ વધારે પડતી મોડી પહોંચે કારણ કે ઉત્તરની સોવિયેતોની કૉંગ્રેસ ઑક્ટોબરની ૧૦મી તારીખે ભરવાનું નક્કી થયું છે. તેમ છતાં હું મારી 'નિરીક્ષકની સલાહ' આપવાની કોશિશ કરીશ, એવા સંજોગને લક્ષમાં રાખીને કે પેત્રોગ્રાદના તથા આખા "પ્રદેશ"ના કામદારો તથા સિપાહીઓનું સંભવિત કદમ થોડા વખતમાં ઉઠાવવામાં આવે, પરંતુ હજી ઉઠાવાઈ ન ગયું હોય.

સ્પષ્ટ છે કે સમગ્ર સત્તાની ફેરબદલી સોવિયેતોના હાથમાં થઈ જવી જોઈએ. દરેક બોલ્શેવિક માટે એટલું જ નિર્વિવાદ હોવું જોઈએ કે સર્વહારા વર્ગીય ક્રાંતિકારી સત્તાને (અથવા બોલ્શેવિક સત્તાને—હવે તેનો અર્થ એ જ છે) સામાન્ય રીતે આખી દુનિયાના, તથા વિશિષ્ટ રીતે યુદ્ધરત દેશોના, તમામ મહેનતકશ તથા શોષિત લોકોના, અને ખાસ તો રૂસી કિસાનોના, વધારેમાં વધારે સમભાવ તથા બિનશરતી ટેકાની ખાતરી ઊભી કરવામાં આવે. એ બહુ બહુ જાણીતાં અને લાંબા સમયથી સ્થાપિત થઈ ચૂકેલાં તથ્યોની છણાવટ જરૂરી નથી.

આવશ્યક રીતે છણાવટ માગી લેતું તો કશુંક એવું છે કે જેની સાફ સમજણ બધા સાથીઓ કદાચ નથી ધરાવતા, મતલબ કે સત્તાની ફેરબદલી સોવિયેતોના હાથમાં કરવાનો અમલી અર્થ હવે હથિયારબંધ વિપ્લવનો છે. એ તો સ્વાભાવિક લાગવું જોઈએ, પરંતુ દરેક માણસ એ મુદ્દાનો વિચાર કરી ચૂક્યો હોય અથવા કરતો હોય એવું નથી. હવે હથિયારબંધ વિપ્લવને નકારવાનો અર્થ બોલ્શેવિઝમના પાયાના સૂત્રને (બધી સત્તા સોવિયેતોને), અને સામાન્ય રીતે સર્વહારા વર્ગીય ક્રાંતિકારી આંતરરાષ્ટ્રવાદને, તિલાંજલિ આપી દેવાનો છે.

પરંતુ હથિયારબંધ વિપ્લવ તો રાજકીય સંઘર્ષનું **ખાસ** રૂપ છે, એવા ખાસ

નિયમોને આધીન રૂપ છે કે જેમને વિશે એકાગ્રતાથી વિચાર કરવો જોઈએ. કાર્લ માર્ક્સે એ તથ્યને અદ્‌ભુત સ્પષ્ટતાથી વ્યક્ત કર્યું છે, તેમણે લખ્યું છે કે હથિયારબંધ **"વિદ્રોહ બરાબર યુદ્ધના જેટલા જ પ્રમાણમાં કલા છે."**

માર્ક્સે એ કલાના મુખ્ય નિયમોમાંથી નીચેના નિયમોનો નિર્દેશ કર્યો છે:

(૧) વિદ્રોહની બાબતમાં **રમતવેડા** કદી **ન કરવા,** અને તેને શરૂ કરતી વેળા પાકે પાયે સમજી લેવું કે **આખર સુધી જવાનું** જ છે.

(૨) નિર્ણાયક સ્થળે અને નિર્ણાયક ઘડીએ **મોટા પ્રમાણમાં ચડિયાતાં દળો** કેંદ્રિત કરવાં, નહિતર બહેતર તૈયારી તથા સંઘટના ધરાવતો દુશ્મન વિદ્રોહીઓને ખતમ કરી નાખે.

(૩) વિદ્રોહ એક વાર શરૂ કરી દેવામાં આવે એટલે વધારેમાં વધારે પાકા **નિર્ધારના આધારે** કદમો ઉઠાવવાં જોઈએ, અને બેશક અચૂક **હલ્લો** કરવો જોઈએ. "બચાવમાં તો દરેક હથિયારબંધ વિપ્લવનું મોત જ હોય છે."

(૪) દુશ્મનને અણધારી ઝપટમાં લેવાની કોશિશ કરવી જોઈએ, અને એવો મોકો ઝડપી લેવો જોઈએ કે જ્યારે તેનાં દળો વેરવિખેર હોય.

(૫) ભલે ગમે એટલી નાની પણ **દરરોજ** (એક શહેરની વાત હોય તો કહી શકાય કે દર કલાકે) સફળતાઓ સાધવાની જહેમતો કરવી જોઈએ, અને ગમે તે ભોગે **"ચડિયાતી નૈતિક સ્થિતિ"** જાળવી રાખવી જોઈએ.

માર્ક્સે હથિયારબંધ વિપ્લવના સંબંધમાં બધી ક્રાંતિઓના બોધપાઠોની તારવણી "ક્રાંતિકારી નીતિના અત્યાર સુધી જાણવામાં આવેલા મોટામાં મોટા ઉસ્તાદ દાંતોનના શબ્દોમાં કરી છે: સાહસ, સાહસ, અને ફરી સાહસ." [12]

તેને રશિયાના સંબંધમાં અને ૧૯૧૭ના ઑક્ટોબરના સંબંધમાં લાગુ કરવામાં આવે તો તેનો અર્થ આવો થાય છે: પેત્રોગ્રાદ ઉપર એકીવેળાએ, બને એટલો અણધાર્યો અને ઝડપી, હલ્લો કરવો, હલ્લો અચૂક અંદરથી અને બહારથી, કામદાર વર્ગીય વિસ્તારોમાંથી અને ફીનલૅંડ તરફથી, તેમ જ રેવેલ તરફથી અને ક્રોન્શતાદ્‌ત તરફથી કરવો જોઈએ, **આખા** નૌકાદળનો હલ્લો કરવો જોઈએ, આપણા "મૂડીવાદી રક્ષકદળ" (અફસરોનાં વિદ્યાલયોના) તથા આપણા "વેન્દી સિપાહીઓ" (કઝ્ઝાકોનો એક હિસ્સો)[13] વગેરેના ૧૫૦૦૦ કે ૨૦૦૦૦ (કદાચ વધારે) માણસોની સામે **વિરાટ પ્રમાણમાં ચડિયાતાં** દળો કેંદ્રિત કરવાં જોઈએ.

આપણાં **ત્રણ** મુખ્ય દળોનો—કાફલો, કામદારો, તથા લશ્કરના એકમોનો—સમન્વય એવી રીતે સાધવો જોઈએ કે સૌપ્રથમ (ક) ટેલિફોન કાર્યાલય, (ખ) તાર કાર્યાલય, (ગ) રેલવે સ્ટેશનો, અને (ઘ) પુલો

અચૂક કબજે કરી લેવામાં આવે તથા **ગમે તે ભોગે** કબજામાં રાખવામાં આવે.

**વધારેમાં વધારે દૃઢનિશ્ચયી** તત્ત્વોની (આપણાં "જાંનિસાર દળો" તથા **યુવાન કામદારો** તેમ જ સર્વોત્તમ ખલાસીઓની) નાની નાની ટુકડીઓ રચવી જોઈએ, તેઓ વધારે મહત્ત્વનાં બધાં સ્થળો કબજે કરી લે અને દરેક ઠેકાણે, મહત્ત્વની બધી કામગીરીઓમાં, **ભાગ લે**, દાખલા તરીકે:

પેત્રોગ્રાદને ઘેરી લેવું અને વિખૂટું પાડી દેવું, તેને ખલાસીઓ, કામદારો, તથા સિપાહીઓના સમન્વિત હુમલા મારફત કબજે કરી લેવું—**કલા અને ત્રિગુણ સાહસ** માગી લેતું કર્તવ્ય;

દુશ્મનનાં "કેંદ્રો" (અફસરોનાં વિદ્યાલયો, તાર કાર્યાલય, ટેલિફોન કાર્યાલય, વગેરે) ઉપર હુમલા કરવાના તથા તેમને ઘેરી લેવાના ઉદ્દેશ માટે સર્વોત્તમ કામદારોને રાઇફલો તથા બૉંબો આપીને તેમની ટુકડીઓ રચવી. તેમનું સંકેતસૂત્ર આવું હોવું જોઈએ: **'દુશ્મનને પસાર થવા દેવા કરતાં ખપી જવું બહેતર!'**

આપણે આશા રાખીએ કે કદમ ઉઠાવવાનો નિર્ણય લેવામાં આવે તો આગેવાનો માર્ક્સ તથા દાંતોનના આદેશોને સફળતાથી અમલમાં મૂકશે.

રૂસી તેમ જ વિશ્વ ક્રાંતિની સફળતાનો આધાર બે કે ત્રણ દિવસોની લડાઈ ઉપર છે.

૧૯૧૭ના ઑક્ટોબરની ૮મી (૨૧મી)
તારીખે લિખિત

# સાથીઓને પત્ર

સાથીઓ,

આપણે જે સમયમાં જીવી રહ્યા છીએ તે એટલો બારીક છે, તેમાં ઘટનાઓ એવી અકલ્પનીય ઝડપે સરકી રહી છે, કે ભાગ્યની મરજીને લીધે ઈતિહાસના મુખ્ય પ્રવાહથી થોડાઘણા બાજુએ રખાઈ ગયેલા પ્રચારકને કાં તો અતિ મોડા પડી જવાનું, અથવા બિનવાકેફ સાબિત થઈ જવાનું, ખાસ કરીને તેનાં લખાણો છપાતાં પહેલાં કેટલોક સમય વીતી જાય તો બિનવાકેફ સાબિત થઈ જવાનું, જોખમ સતત રહે છે. હું એ વાત બરાબર સમજતો હોવા છતાં મારે આ પત્ર, તે બિલકુલ ન છપાવાના જોખમે પણ, બોલ્શેવિકોને લખવો જ જોઈએ કારણ કે જે દુવિધાઓના સંબંધમાં એકદમ નિર્ણાયક રીતે ચેતવણી આપવાની બાબતને હું મારી ફરજ ગણું છું તેઓ અભૂતપૂર્વ રૂપલક્ષણો ધરાવે છે, અને કદાચ પાર્ટીને, આંતરરાષ્ટ્રીય સર્વહારા વર્ગના આંદોલનને, તથા ક્રાંતિને ઘોર સંકટની હાલતમાં ધકેલી દે. અતિ મોડા પડી જવાના જોખમને હું, મારે હસ્તક માહિતીનાં રૂપલક્ષણો તથા તારીખો નિર્દેશિત કરીને, નિવારી લઈશ.

હું ઑકટોબરની ૧૬મી તારીખ અને સોમવારની સવાર સુધી એ સાથીને નહોતો મળ્યો કે જેણે આગલે દિવસે પેત્રોગ્રાદમાં બોલ્શેવિકોના બહુ મહત્ત્વના મિલનમાં ભાગ લીધો હતો, અને જેણે મને ચર્ચાઓ વિશે વિગતવાર માહિતી આપી. બધાં રાજકીય વહેણોનાં અખબારોમાં રવિવારે જે સવાલ ચર્ચવામાં આવ્યો હતો એ જ સવાલ, વિપ્લવનો સવાલ, મિલનમાં ચર્ચાનો વિષય હતો. પાટનગરમાં બોલ્શેવિક કાર્યની બધી શાખાઓમાં જે કંઈ વધારેમાં વધારે પ્રભાવક છે તેનું પ્રતિનિધિત્વ મિલનમાં થયું હતું. મિલનમાં માત્ર સાવ નજીવી લઘુસંખ્યાએ, કુલ મળીને બે સાથીઓએ, નકારાત્મક ધોરણ લીધું હતું. એ સાથીઓએ રજૂ કરેલી દલીલો એટલી નબળી છે, એવા

વિસ્મયજનક ગૂંચવાડાને, બીકણપણાને, અને બોલ્શેવિઝમ તથા સર્વહારા વર્ગીય ક્રાંતિકારી આંતરરાષ્ટ્રવાદના બધા મૂળભૂત વિચારોના પતનને વ્યક્ત કરે છે કે એવી શરમજનક દુવિધાઓનો ખુલાસો ગોતી કાઢવાનું કામ સહેલું નથી. પરંતુ હકીકત તો કાયમ રહે જ છે, અને ક્રાંતિકારી પાર્ટીને એવા ગંભીર સવાલ અંગે દુવિધાઓ સાંખી લેવાનો કોઈ અધિકાર નથી, વળી પોતાના સિદ્ધાંતોને પવનમાં ઉડાડી ચૂકેલા સાથીઓની જોડી કદાચ કંઈક ગોટાળા પેદા કરે, એટલે તેમની દલીલોનું પૃથક્કરણ કરવાનું, તેમની દુવિધાઓને ઉઘાડી પાડવાનું, અને તેઓ કેટલી શરમજનક છે એ બતાવી આપવાનું આવશ્યક છે. નીચેની લીટીઓમાં એવો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

---

"...આપણે લોકોમાં બહુમતી નથી ધરાવતા, અને એવા સંજોગ વગર તો વિપ્લવ આશાહીન બાબત છે..."

જે લોકો એમ કહી શકે તેઓ કાં તો સત્યની વિકૃતિ કરનારાઓ છે, અથવા આખા દેશમાં બોલ્શેવિક પાર્ટીને અરધા ઉપરાંત એક મત મળ્યા હોવાની આગોતરી ખાતરી માગતા વેદિયાઓ છે, તેમને ગમે તેવા સંજોગોમાં, ક્રાંતિના વાસ્તવિક સંજોગોને જરાય લક્ષમાં લીધા વગર, એટલું તો જોઈએ જ. ઈતિહાસે એવી ખાતરી કદી અને કોઈ પણ ક્રાંતિમાં આપી નથી, અને તે એવી ખાતરી બિલકુલ ન જ આપી શકે. એવી માગણી કરવી એટલે શ્રોતાઓની ઠેકડી ઉડાડવી, અને તેમાં વાસ્તવિકતા સામેથી ખુદ પોતાની જ **પલાયનગીરીને** ઢાંકી રાખવાના આવરણ સિવાય બીજું કશું જ નથી.

વાસ્તવિકતા આપણને સાફ બતાવે છે કે જુલાઈના દિવસો પછી લોકોની બહુસંખ્યા ઝડપથી બોલ્શેવિકોના પક્ષે આવવા લાગી હતી. એ વાત પહેલી વાર પેત્રોગ્રાદમાં ઑગસ્ટની ૨૦મી તારીખની ચૂંટણીઓમાં, કોર્નીલોવના બંડથીયે પહેલાં, પ્રદર્શિત થઈ હતી, તેમાં બોલ્શેવિકોના મતો શહેરમાં, પરાંઓ સિવાયના શહેરમાં, ૨૦ ટકાથી વધીને ૩૩ ટકા થઈ ગયા હતા; અને પછી મોસ્કોમાં સપ્ટેંબરમાં જિલ્લા પરિષદની ચૂંટણીઓમાં પ્રદર્શિત થઈ હતી, તેમાં બોલ્શેવિકોના મતો ૧૧ ટકાથી વધીને ૪૯.૩ ટકા થઈ ગયા હતા (હું મોસ્કોના એક સાથીને તાજેતરમાં મળેલો, અને તેણે મને જણાવ્યું કે ખરો આંકડો ૫૧ ટકા છે). એ વાત સોવિયેતોની નવી ચૂંટણીઓમાં સાબિત થઈ ગઈ હતી. તેની સાબિતી એ હકીકતમાં જોવા મળી હતી

કે કિસાનોની સોવિયેતોને મોખરે "આવ્ક્સેન્ત્યેવ" કેંદ્રીય સોવિયેત હોવા છતાં તેમની બહુસંખ્યાએ જોડાણની **વિરુદ્ધ** ધોરણ વ્યક્ત કર્યું હતું. જોડાણની વિરુદ્ધ જવાનો અર્થ **અમલમાં** બોલ્શેવિકોને અનુસરવાનો છે. વધુમાં, મોરચાના અહેવાલો વધારે ને વધારે વાર તથા વધારે ને વધારે ચોક્કસ રીતે સાબિત કરી રહ્યા છે કે સિપાહીઓ, સમાજવાદી-ક્રાંતિકારી તથા મેન્શેવિક આગેવાનો તેમ જ અફસરો તથા પ્રતિનિધિઓ વગેરે તરફથી ઝેરીલી નાલેશીઓ તથા હુમલાઓ છતાં, નિરંતર વધારે મક્કમ નિર્ધારથી **સામુદાયિક રૂપમાં** બોલ્શેવિકોના પક્ષે આવી રહ્યા છે.

આખર તો, વર્તમાન સમયના રૂસી જીવનની અત્યંત નોંધપાત્ર હકીકત **કિસાનપ્રજાના બળવાની** છે. તે વસ્તુગત રીતે, શબ્દોમાં નહિ પરંતુ કૃત્યોમાં, બતાવી આપે છે કે લોકો બોલ્શેવિકોના પક્ષે આવી રહ્યા છે. મૂડીવાદી અખબારોનાં, અને રમખાણો તથા અરાજકતાના દેકારા કરતા "ઢચુપચુ" 'નોવાયા ઝીઝ્ન'[14] ટોળામાં સામેલ તેમના કંગાલ ખાંધિયાઓનાં, જૂઠાણાં છતાં, એ હકીકત તો કાયમ રહે જ છે. તામ્બોવ ગુબેર્નિયાનું કિસાન આંદોલન વાસ્તવિક અને રાજકીય અર્થમાં, બન્ને અર્થમાં, વિપ્લવ હતું, એવો વિપ્લવ હતું કે જેણે, સૌપ્રથમ તો, જમીન કિસાનોને સુપરત કરી દેવાની સમજૂતી જેવાં ઝળકતાં રાજકીય પરિણામો પેદા કર્યાં છે. વિપ્લવની દહેશતમાં અટવાઈ ગયેલા 'દેલો નરોદા'[15] સહિતનું સમાજવાદી-ક્રાંતિકારી ધાડું હવે જમીન કિસાનોને સુપરત કરી દેવાની આવશ્યકતા વિશે **ચીસો પાડી રહ્યું છે,** તે અકારણ તો નથી જ. તેમાં બોલ્શેવિઝમ ખરો હોવાની, અને તેની સફળતાની, **વાસ્તવિક** સાબિતી અંકિત છે. પૂર્વસંસદમાં બોનાપાર્તપંથીઓ અને તેમના ખાંધિયાઓને વિપ્લવ સિવાય બીજી કોઈ રીતે "શીખવવાનું" અશક્ય સાબિત **થઈ ગયું** છે.

એ તો હકીકત છે, અને હકીકતો હઠીલી હોય છે. વિપ્લવની **તરફેણમાં** એવી હકીકતી "દલીલ", ગોટાળામાં તથા દહેશતમાં અટવાતા રાજકારણીઓની હજારો "નિરાશાવાદી" ટાળાટાળથી, વધારે જોરદાર છે.

કિસાનોનો બળવો જો દેશવ્યાપી રાજકીય મહત્ત્વની ઘટના ન હોત તો પૂર્વસંસદના સમાજવાદી-ક્રાંતિકારી ખાંધિયાઓ જમીન કિસાનોને હવાલે કરી દેવાની આવશ્યકતા વિશેના દેકારા ન જ કરી રહ્યા હોત.

કિસાનોના બળવાનું બીજું એક ઝળકતું રાજકીય અને ક્રાંતિકારી પરિણામ, 'રાબોચી પૂત'માં નોંધ લેવાઈ ચૂકી છે તે મુજબ, તામ્બોવ ગુબેર્નિયામાં અનાજ રેલવે સ્ટેશનોએ પહોંચાડી દેવાની બાબતમાં અંકિત છે. ગોટાળામાં અટવાતા

સજ્જનો, તેમાં તમારે માટે બીજી એક "દલીલ", આપણું બારણું ખખડાવી રહેલા દુકાળથી અને અપૂર્વ પરિમાણોની કટોકટીથી દેશને ઉગારી લેવાના એકમાત્ર ઉપાય તરીકે વિપ્લવની તરફેણની દલીલ, રજૂ થઈ છે. જનતાનો દ્રોહ કરનારા સમાજવાદી-ક્રાંતિકારીઓ અને મેન્શેવિકો બબડાટ કરી રહ્યા છે, ધમકી આપી રહ્યા છે, ઠરાવો લખી રહ્યા છે, અને ભૂખ્યાં માણસોને બંધારણસભા ભરીને ખવડાવવાનું વચન આપી રહ્યા છે ત્યારે લોકો રોટીની સમસ્યાને **બોલ્શેવિક ઢબે,** જમીનદારો અને મૂડીદારો તથા સટ્ટાખોરોની સામે **બંડ કરીને,** ઉકેલવા લાગ્યા છે.

**મૂડીવાદી** અખબારોને પણ, 'રૂસ્કાયા વોલ્યાને'[16] પણ, રોટીની સમસ્યાના **એવા** ઉકેલનાં (એકમાત્ર ખરા ઉકેલનાં) અદ્‌ભુત પરિણામો, તામ્બોવ ગુબેર્નિયાનાં રેલવે સ્ટેશનોમાં અનાજની રેલમછેલ હોવાના મતલબની માહિતી પ્રગટ કરીને, માની લેવાં પડયાં હતાં... અને **કિસાનોએ બળવો કર્યો ત્યાર પછી!**

લોકોની બહુસંખ્યા બોલ્શેવિકોને અનુસરી રહી છે અને અનુસરશે, એ બાબતમાં હવે શંકા રાખવામાં શરમજનક દુવિધા છે અને વાસ્તવમાં સર્વહારા વર્ગીય ક્રાંતિવાદના **બધા** સિદ્ધાંતોને તિલાંજલિ છે, બોલ્શેવિઝમનો પૂરેપૂરો પરિત્યાગ છે.

---

"...આપણે સત્તા કબજે કરી લેવા માટે પૂરતી તાકાત નથી ધરાવતા, અને મૂડીદાર વર્ગ બંધારણસભાનું અધિવેશન અટકાવવા માટે પૂરતી તાકાત નથી ધરાવતો..."

એ દલીલના પહેલા ભાગમાં તો પુરોગામી દલીલનું સાદું વિવરણ જ છે. તેના નિરૂપકોના ગૂંચવાડાને અને મૂડીદાર વર્ગની તેમને લાગતી બીકને કામદાર વર્ગના સંબંધમાં નિરાશાવાદી શબ્દોમાં, અને મૂડીદાર વર્ગના સંબંધમાં આશાવાદી શબ્દોમાં, વ્યક્ત કરવામાં આવે ત્યારે પ્રતીતિ કરાવવાની તેની શક્તિ કે સમર્થતા વધતી નથી. અફસર તાલીમીઓ અને કઝ્ઝાકો કહે કે તેઓ લોહીના છેલ્લા ટીપા સુધી બોલ્શેવિકોની સામે લડશે, ત્યારે એ વાત પૂરી માની લેવાને લાયક છે; પરંતુ જો કામદારો અને સિપાહીઓ સેંકડો સભાઓમાં બોલ્શેવિકોના સંબંધમાં પૂરો વિશ્વાસ વ્યક્ત કરે, અને સત્તાની ફેરબદલી સોવિયેતોના હાથમાં કરી દેવાનું સમર્થન

છાતી ઠોકીને કરે, ત્યારે યાદ કરવાનું “વખતસર” ગણાવવામાં આવે છે કે મત આપવાની વાત એક છે અને લડવાની વાત બીજી છે!

એવી રીતે દલીલ કરવામાં આવે તો બેશક વિપ્લવની શક્યતાને રદિયો આપી દેવાય. પરંતુ આપણે કદાચ સવાલ કરીએ કે એ વિચિત્ર દિશાનો “નિરાશાવાદ”, અને તેની વિચિત્ર ઉત્કંઠા, મૂડીદાર વર્ગની તરફેણમાં રાજકીય પલટાથી જુદાં કઈ રીતે છે?

હકીકતો જુઓ. હજારો વાર દોહરાવવામાં આવેલી અને હવે આપણા નિરાશાવાદીઓને “ભુલાઈ ગયેલી” બોલ્શેવિક જાહેરાતોને યાદ કરો. આપણે હજારો વાર જણાવ્યું છે કે કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતો તાકાત બની ગયેલી છે, ક્રાંતિની મોખરાની હરોળ છે, સત્તા કબજે લઈ **શકે** એમ છે. મેન્શેવિકો તથા સમાજવાદી-ક્રાંતિકારીઓ તરફથી “લોકશાહીનાં પૂર્ણાધિકારી સંઘટનો” વિશે વાણીવિલાસ બદલ, અને સાથોસાથ સોવિયેતોને સત્તાની સોંપણીની તેમની **બીક** બદલ, આપણે હજારો વાર તેમની ઝાટકણી કાઢી છે.

અને કોર્નીલોવના બંડે શું સાબિત કર્યું છે? તેણે સાબિત કરી દીધું છે કે સોવિયેતો ખરી તાકાત છે.

અને હવે, એ બાબત અનુભવના તથા હકીકતોના આધારે સાબિત થઈ ચૂકી છે ત્યાર પછી, આપણી પાસેથી અપેક્ષા રાખવામાં આવે છે કે આપણે બોલ્શેવિઝમને નકારી કાઢીએ, આપણને પોતાને રદિયો આપી દઈએ, અને કહીએ કે આપણે પૂરતા તાકાતવાન નથી (પેત્રોગ્રાદ તથા મોસ્કોની સોવિયેતો, અને પ્રાંતીય સોવિયેતોની બહુસંખ્યા, બોલ્શેવિકોના પક્ષે હોવા છતાં)!!! એ શું શરમજનક દુવિધાઓ નથી? હકીકત એવી છે કે આપણા “નિરાશાવાદીઓ” ‘બધી સત્તા સોવિયેતોને’ સૂત્રને પડતું મૂકી રહ્યા છે, પરંતુ એવો એકરાર કરતાં ડરે છે.

કેવી રીતે સાબિત કરી શકાય કે મૂડીદાર વર્ગ બંધારણસભાનું અધિવેશન અટકાવવા માટે પૂરતો તાકાતવાન નથી?

જો સોવિયેતો મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવાની **તાકાત ન ધરાવતી** હોય તો તેનો **અર્થ** એવો થયો કે મૂડીદાર વર્ગ બંધારણસભાનું અધિવેશન અટકાવવા માટે પૂરતો તાકાતવાન છે કારણ કે તેને રોકનારું બીજું કોઈ છે જ નહિ. કેરેન્સ્કી અને તેના સાગરીતોના વાયદાઓમાં ભરોસો રાખવો, દાસવૃત્તિ ધરાવતી પૂર્વસંસદના ઠરાવોમાં ભરોસો રાખવો, એ શું સર્વહારા વર્ગીય પાર્ટીના સભ્ય તથા ક્રાંતિકારીને છાજે છે ખરું?

હાલની સરકારને ઉથલાવી પાડવામાં ન આવે તો મૂડીદાર વર્ગ બંધારણસભાનું અધિવેશન અટકાવવા માટે પૂરતી **તાકાત ધરાવે છે** એટલું જ નહિ પરંતુ પેત્રોગ્રાદ જર્મનોને શરણે કરી દઈને, મોરચાને રેઢો મૂકી દઈને, તાળાબંધીઓ વધારી દઈને, અને ખોરાકના પુરવઠાઓને ખરાબે ચડાવી દઈને એવું પરિણામ **આડકતરી રીતે** પણ સાધી શકે. **હકીકતોના આધારે** સાબિત થઈ ચૂક્યું છે કે મૂડીદાર વર્ગ અમુક અંશે તો ક્યારનો એમ કરી રહ્યો છે, અને તેનો અર્થ એવો છે કે કામદારો અને સિપાહીઓ તેને ઉથલાવી ન પાડે તો તે **પૂરી હદે** એમ કરવાની શક્તિ ધરાવે છે.

---

"...સોવિયેતોએ સરકારના માથા સામે તકાયેલી રિવૉલ્વર બની રહેવું જોઈએ, અને માંગ ઉઠાવવી જોઈએ કે બંધારણસભાનું અધિવેશન ભરવામાં આવે તથા તમામ કોર્નીલોવપંથી કારસ્તાનોને અટકાવી દેવામાં આવે..."

બે ખેદજનક નિરાશાવાદીઓમાંથી એક એટલી હદ સુધી ગયો છે.

તેને એટલી હદ સુધી જવું જ પડે એમ હતું કારણ કે વિપ્લવને નકારી કાઢવાની વાત તો બરાબર 'બધી સત્તા સોવિયેતોને' સૂત્ર નકારી કાઢવા જેવી જ **વાત છે.**

બેશક, સૂત્ર કંઈ "પુનિત નથી" હોતું; એ સંબંધમાં આપણે સૌ એકમત છીએ. પરંતુ તો પછી સૂત્રને બદલવાનો સવાલ **કોઈ** કેમ **નથી** ઉઠાવતું (જુલાઈના દિવસો પછી મેં એ સવાલ ઉઠાવેલો એવી જ રીતે)? પાર્ટી સપ્ટેંબરથી વિપ્લવના, હવે 'બધી સત્તા સોવિયેતોને' સૂત્ર સાકાર કરવાના **એકમાત્ર** માર્ગના, સવાલની ચર્ચા કરી રહી છે ત્યારે એ વાત ખુલ્લી રીતે કહેવામાં ડરવું શા માટે?

આપણા ખેદજનક નિરાશાવાદીઓ માટે ક્યાંય વળવાનો કોઈ માર્ગ છે જ નહિ. વિપ્લવને તિલાંજલિ તો સોવિયેતોના હાથમાં સત્તાની ફેરબદલીને તિલાંજલિ જ છે, તેમાં બધી આશાઓ તથા અપેક્ષાઓની "ફેરબદલી" ભલા મૂડીદાર વર્ગમાં, જેણે બંધારણસભાનું અધિવેશન ભરવાનો "વાયદો" કર્યો છે એ મૂડીદાર વર્ગમાં, કરી દેવાનો અર્થ સૂચિત છે.

એક વાર **સત્તા** સોવિયેતોના હાથમાં **આવી જાય** એટલે બંધારણસભા તથા તેની સફળતાની **ગૅરંટી ઊભી થઈ જાય,** એટલું સમજવાનું શું બહુ

મુશ્કેલ છે? બોલ્શેવિકોએ હજારો વાર એમ કહ્યું છે, અને તેનું ખંડન કરવાનો પ્રયત્ન **કોઈએ** ક્યારેય **નથી** કર્યો. એ "સમન્વિત પ્રકાર"ને સૌએ માન્ય કર્યો છે. પરંતુ "સમન્વિત પ્રકાર" શબ્દોની આડશ લઈને સોવિયેતોના હાથમાં સત્તાની ફેરબદલીની **તિલાંજલિ** ઘુસાડી દેવી, આપણા સૂત્રને ખુલ્લી રીતે તિલાંજલિ આપવાથી **ડરતાં ડરતાં** તેને **છાની રીતે** ઘુસાડી દેવી, એ તો હેરતની વાત છે. તેના વર્ણન માટે કોઈ સંસદીય શબ્દ છે ખરો?

આપણા નિરાશાવાદીને કોઈએ બહુ મુદ્દાસર વળતો જવાબ ફટકાર્યો છે: "શું રિવૉલ્વર કારતૂસો વગરની છે?" એમ હોય તો તેનો અર્થ સીધા લીબેરદાનોના[17] પક્ષે જતા રહેવાનો છે, તેમણે હજારો વાર સોવિયેતોને "રિવૉલ્વર" તરીકે જાહેર કરી છે અને હજારો વાર લોકોને છેતર્યા છે. **તેઓ કાબૂ ધરાવતા હતા** ત્યારે સોવિયેત નકામી સાબિત થઈ હતી.

પરંતુ રિવૉલ્વર જો 'કારતૂસવાળી" રહેવાની હોય તો તેનો અર્થ વિપ્લવની **ટેકનિકલ** તૈયારી સિવાય બીજો કશો ન જ થઈ શકે, કારતૂસ મેળવવો પડે, રિવૉલ્વરમાં ભરવો પડે—અને એક કારતૂસ પૂરતો ન જ થાય.

કાં તો લીબેરદાનોના પક્ષે જતા રહેવું અને 'બધી સત્તા સોવિયેતોને' સૂત્રને **ખુલ્લંખુલ્લા** તિલાંજલિ આપી દેવી, અથવા વિપ્લવ શરૂ કરી દેવો. કોઈ વચલો માર્ગ છે જ નહિ.

---

"...રોદઝિયાન્કો પેત્રોગ્રાદ જર્મનોને શરણે કરી દેવા માગતો હોવા છતાં મૂડીદાર વર્ગ એમ ન કરી શકે કારણ કે લડવાનું કામ મૂડીદાર વર્ગ નહિ પરંતુ પરાક્રમી ખલાસીઓ કરે છે..."

ફરી એ દલીલ પણ પેલો **મૂડીદાર વર્ગને લગતો** "આશાવાદ" જ બની રહે છે, અને જે લોકો ક્રાંતિકારી પરિબળો વિશે તથા સર્વહારા વર્ગની શક્તિઓ વિશે નિરાશાવાદી છે તેઓ દરેક ડગલે એવા આશાવાદને ઘાતક રીતે વ્યક્ત કરી રહ્યા છે.

લડવાનું કામ પરાક્રમી ખલાસીઓ કરે છે, પરંતુ એ બાબતે બે એડમીરલોને એઝેલના કબજા પહેલાં **ગાયબ થઈ જતા** અટકાવ્યા નહિ!

એ હકીકત છે, અને હકીકતો હઠીલી હોય છે. હકીકતો સાબિત કરે છે કે એડમીરલો કોર્નીલોવના જેટલા જ દગાખોર બની **શકે છે,** જરાય

ઓછા નહિ. નિર્વિવાદ હકીકત છે કે યુદ્ધક્ષેત્રના વડા મથકમાં સુધારો નથી થયો, અને સેનાપતિ સમૂહ સંયોજનની દૃષ્ટિએ કોર્નીલોવપંથી છે.

જો કોર્નીલોવપંથીઓ (કેરેન્સ્કીની આગેવાની હેઠળ, કારણ કે તે પણ કોર્નીલોવપંથી છે) પેત્રોગ્રાદ શરણે કરી દેવા **માગે** તો બે રીતે, અથવા "ત્રણ રીતે" પણ, કરી શકે એમ છે.

એક, તેઓ કોર્નીલોવપંથી અફસરોના દગાખોરીના કરતૂત મારફત ઉત્તરના જમીન મોરચાને રેઢો મૂકી દઈ શકે.

બે, તેઓ આખા જર્મન નૌકાદળ માટે, આપણી સરખામણીમાં વધારે **તાકાતવાન** નૌકાદળ માટે, કદમની આઝાદી સંબંધી "સમજૂતી" કરી શકે, જર્મન તેમ જ બ્રિટિશ સામ્રાજ્યવાદીઓ સાથે સમજૂતી કરી શકે. વધુમાં, ગાયબ થઈ ગયેલા એડમીરલોએ **યોજનાઓ** જર્મનોને **પણ** પહોંચાડી દીધી હોય.

ત્રણ, તેઓ તાળાબંધીઓ મારફત, અને ખોરાકના પુરવઠાને ખરાબે ચડાવી દઈને, આપણા સિપાહીઓને **તદ્દન** હતાશા તથા નાકૌવતીની દશામાં ધકેલી દઈ શકે.

એ ત્રણમાંથી એકેય માર્ગનો ઇનકાર થઈ શકે એમ નથી. હકીકતોએ સાબિત કરી દીધું છે કે રશિયાની મૂડીવાદી-કઝ્ઝાક પાર્ટી એ ત્રણેય બારણાં ખખડાવી ચૂકી છે અને તેમને બળજોરીથી ખોલી નાખવાની કોશિશ કરી ચૂકી છે.

તેમાંથી શું ફલિત થાય છે? એમ ફલિત થાય છે કે મૂડીદાર વર્ગ ક્રાંતિને રૂંધી નાખે ત્યાં સુધી **વાટ જોવાનો** કોઈ અધિકાર આપણને નથી.

અનુભવે સાબિત કરી દીધું છે કે રોદઝિયાન્કોની "મુરાદો" કંઈ નજીવી બાબત નથી. રોદઝિયાન્કો કારોબારી આદમી છે. રોદઝિયાન્કોને **મૂડીનું** પીઠબળ છે. એ તો નિર્વિવાદ છે. જ્યાં સુધી સર્વહારા વર્ગ સત્તા ન ધરાવતો હોય ત્યાં સુધી મૂડીની તાકાત પારાવાર હોય છે. રોદઝિયાન્કો **દાયકાઓથી** મૂડીની નીતિને વફાદારીથી અને નિષ્ઠાપૂર્વક અમલમાં મૂકતો રહ્યો છે.

તેમાંથી શું ફલિત થાય છે? એમ ફલિત થાય છે કે ક્રાંતિને ઉગારી લેવાનો એકમાત્ર ઉપાય વિપ્લવનો હોવાના સવાલ અંગે ઢચુપચુ વલણ રાખવાનો અર્થ મૂડીદાર વર્ગમાં કાયરતાભર્યા વિશ્વાસની, અરધા લીબેરદાન, સમાજવાદી-ક્રાંતિકારી-મેન્શેવિક અને અરધા "કિસાન-સમા" ભોળપણભર્યા વિશ્વાસની, બોલ્શેવિકો જેની સામે સૌથી વધારે લડતા રહ્યા છે એ વિશ્વાસની, હાલતમાં ડૂબી જવાનો છે.

કાં તો નકામા હાથને ખાલીખમ છાતીએ ભીડી દેવા, રોદઝિયાન્કો અને મંડળી પેત્રોગ્રાદ શરણે કરી દે તથા ક્રાંતિને રૂંધી નાખે ત્યાં સુધી વાટ જોવી તથા બંધારણસભામાં "નિષ્ઠા" રાખવાના સોગન લેવા, અથવા વિપ્લવ શરૂ કરી દેવો. કોઈ વચલો માર્ગ છે જ નહિ.

બંધારણસભાનું અધિવેશન ભરવામાં આવે તોયે એકલા અધિવેશનથી કશો ફરક ન પડે કારણ કે કોઈ જાતનું "બંધારણ ઘડવાનું", કોઈ એકદમ સાર્વભૌમ પરિષદ તરફથી મત આપવાનું, દુકાળ ઉપર કે વીલહેલ્મ ઉપર કશી અસર નહિ જ પાડે. બંધારણસભાનું અધિવેશન ભરવાની તેમ જ તેની **સફળતાની** બાબતનો આધાર સોવિયેતોના હાથમાં સત્તાની ફેરબદલી ઉપર છે. વાસ્તવિકતા એ પુરાણા બોલ્શેવિક સત્યને નિરંતર વધારે સચોટ તથા વધારે **કઠોર** રીતે સાબિત કરી રહી છે.

---

"...આપણે દરરોજ વધારે તાકાતવાન બની રહ્યા છીએ. આપણે બંધારણસભામાં જોરાવર વિરોધી દળ તરીકે દાખલ થઈ શકીએ એમ છીએ, તો પછી આપણે બધું હોડમાં કેમ મૂકી દેવું?.."

એ તો એવા કૂપમંડૂકની દલીલ છે કે જેણે બંધારણસભાનું અધિવેશન ભરાવાનું હોવાની માહિતી વાંચી હોય અને જે વધારેમાં વધારે કાનૂની, વધારેમાં વધારે વફાદારીભર્યો, તથા વધારેમાં વધારે બંધારણીય માર્ગ લેવા વિશ્વાસપૂર્વક કબૂલ થઈ જતો હોય.

પરંતુ અફસોસની વાત છે કે બંધારણસભાની **વાટ જોવાથી** દુકાળનો સવાલ કે પેત્રોગ્રાદ શરણે કરી દેવાનો સવાલ ઉકેલાતો નથી. ભોળા, અથવા ગૂંચવાડામાં અટવાતા, અથવા જેમણે પોતાને દહેશતમાં ધકેલાઈ જવા દીધા છે એવા, માણસો એ "નજીવી બાબત"ને ભૂલી જાય છે.

દુકાળ વાટ નહિ જુએ. કિસાનોના બળવાએ વાટ નહોતી જોઈ. યુદ્ધ વાટ નહિ જુએ. ગાયબ થઈ ગયેલા એડમીરલોએ વાટ નહોતી જોઈ.

બોલ્શેવિકો બંધારણસભાના અધિવેશનમાં નિષ્ઠા **ઘોષિત કરે** એટલે શું દુકાળ વાટ જોવા કબૂલ થવાનો છે? ગાયબ થઈ ગયેલા એડમીરલો વાટ જોવા કબૂલ થવાના છે? માકલાકોવો અને રોદઝિયાન્કોઓ તાળાબંધીઓ કરવાનું તથા ખોરાકના પુરવઠાઓને ખરાબે ચડાવી દેવાનું અટકાવવા, અથવા બ્રિટિશ

તથા જર્મન સામ્રાજ્યવાદીઓ સાથેની ગુપ્ત સંધિઓને ધુતકારી કાઢવા, કબૂલ થવાના છે?

"બંધારણીય ભ્રમો" તથા સંસદીય જડવામનતાના શૂરવીરોની દલીલોનો અર્થ **એવો** છે. ચેતનમય વાસ્તવિકતા અદૃશ્ય થઈ જાય છે, અને બાકી રહે છે બંધારણસભાના અધિવેશનને લગતો ખાલી એક **કાગળ**; ચૂંટણીઓ કરવા સિવાય બીજું કશું બાકી નથી રહ્યું.

અને આંધળા લોકો હજી વિચાર કરતા રહે છે કે જનરલો તથા એડમીરલો તરફથી દ્રોહના ભોગ બનેલા સિપાહીઓ અને ભૂખ્યા લોકો ચૂંટણીઓની બાબતમાં ઉદાસીન કેમ છે! અરે, દોઢડાહ્યાઓ!

---

"...કોર્નીલોવપંથીઓ ફરી શરૂ કરી દે તો આપણે તેમને બતાવી દઈશું! પરંતુ આપણે શા માટે જોખમ લેવું અને શરૂ કરી દેવું?.."

આ તો અસાધારણ રીતે પ્રતીતિજનક અને ક્રાંતિકારી છે. ઈતિહાસનું પુનરાવર્તન નથી થતું, પરંતુ આપણે **પીઠ** તેની તરફ ફેરવી દઈને પહેલા કોર્નીલોવ બંડના વિચારમાં પડી જઈએ અને દોહરાવીએ કે "બસ, કોર્નીલોવપંથીઓ શરૂ કરી દે ને..."—આપણે એમ કરીએ તો એ કેવો શ્રેષ્ઠ ક્રાંતિકારી વ્યૂહ બની રહે! "વાટ જોવાના" ખેલને એ કેટલું બધું મળતું આવે છે! કદાચ કોર્નીલોવપંથીઓ કવેળાએ ફરી શરૂ કરી દે. એ શું જોરદાર "દલીલ" નથી? સર્વહારા વર્ગીય નીતિ માટે એ વળી કેવી જાતનો ગંભીર પાયો છે?

અને બીજી વારની ટુકડીના કોર્નીલોવપંથીઓએ એક કે બે બાબતો શીખી લીધી હોય તો? તેઓ **શરૂ કરતાં પહેલાં** ભૂખનાં રમખાણો શરૂ થવાની, મોરચામાં ભંગાણ પડવાની, પેત્રોગ્રાદ શરણે કરી દેવાના કદમની, **વાટ જુએ** તો? તો શું?

સર્વહારા વર્ગની કાર્યનીતિ એવી શક્યતાના આધારે ઘડવાનું સૂચન કરવામાં આવ્યું છે કે કોર્નીલોવપંથીઓ પોતાની પુરાણી ભૂલોમાંથી એકને દોહરાવે!

બોલ્શેવિકો જે કંઈ સો સો વાર સાબિત કરતા રહ્યા છે અને **કરી ચૂક્યા** છે એ બધું, આપણી ક્રાંતિના છ મહિનાના ઈતિહાસે જે કંઈ સાબિત

કર્યું છે એ બધું, એટલે કે કોર્નીલોવપંથીઓની સરમુખત્યારી અથવા સર્વહારા વર્ગની સરમુખત્યારી **સિવાય** બીજો કોઈ માર્ગ છે જ **નહિ,** કોઈ વાસ્તવિક માર્ગ છે જ નહિ, એ બધું, આપણે ભૂલી જવું. આપણે તેને ભૂલી જવું, આપણે એ બધું નકારી કાઢવું અને વાટ જોવી! શાની વાટ જોવી? ચમત્કારની વાટ જોવી, એપ્રિલની ૨૦મી તારીખથી ઑગસ્ટની ૨૯મી તારીખ સુધીની ઘટનાઓના ઝંઝાવાતી અને આફતજનક ક્રમ પછી (યુદ્ધ લંબાવાને અને દુકાળ ફેલાવાને લીધે) બંધારણસભાનું શાંતિમય, સ્વસ્થ, સરળ, અને કાનૂની અધિવેશન ભરાવાની અને તેના એકદમ કાનૂની ફેંસલાઓના અમલની વાટ જોવી. એ છે "માર્ક્સવાદી" કાર્યનીતિ! અરે ભૂખ્યા લોકો, વાટ જુઓ! કેરેન્સ્કીએ બંધારણસભા ભરવાનો વાયદો કર્યો છે!

---

"...આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિમાં એવું કશું ખરેખર નથી જ કે જે આપણે માટે તત્કાળ કદમ ઉઠાવવાનું ફરજિયાત બનાવી દે, આપણે પોતાને ગોળીએ વીંધાઈ જવા દઈએ તો પશ્ચિમમાં સમાજવાદી ક્રાંતિના ધ્યેયને હાનિ પહોંચાડીએ એવો સંભવ વધારે છે..."

એ દલીલ તો ખરેખર તેજસ્વી છે: શેઈદેમાન "પોતે", રેનોદેલ "પોતે", આંતરરાષ્ટ્રીય સમાજવાદી ક્રાંતિના સંબંધમાં કામદારોની હમદર્દીઓને "કામે લગાડવાની" એથી વધારે ચાલાક કરામત ન જ કરી શક્યા હોત!

જરાક વિચાર કરો: ભયંકર મુશ્કેલ સંજોગોમાં, ફક્ત **એક જ** લીબ્કનેખ્ત (અને તે પણ કારાવાસમાં) હતો ત્યારે, અખબારો નહોતાં અને સભાસંમેલનની આઝાદી નહોતી અને સોવિયેતો નહોતી ત્યારે, દરેક સુખી કિસાન સહિત વસતિના **બધા** વર્ગો આંતરરાષ્ટ્રવાદના ખ્યાલને માન્યામાં ન આવે એવી અદાવતી નજરે જોતા હતા ત્યારે, સામ્રાજ્યવાદી મોટા, મધ્યમ, અને નાના મૂડીદારો શાનદાર રીતે સંગઠિત હતા ત્યારે—જર્મનોએ, એટલે કે જર્મન ક્રાંતિકારી આંતરરાષ્ટ્રવાદીઓએ, ખલાસીઓનાં જાકીટો પહેરેલા જર્મન કામદારોએ, જીતવાની માત્ર એક ટકા જેટલી શક્યતાની હાલતમાં, નૌકાદળમાં બળવો શરૂ કરી દીધો હતો.

પરંતુ ડઝનબંધ અખબારોની સગવડ, સભાસંમેલનની આઝાદી, અને

સોવિયેતોમાં **બહુમતી** ધરાવતા આપણે, દુનિયામાં સારામાં સારા સંજોગો ધરાવતા સર્વહારા વર્ગીય આંતરરાષ્ટ્રવાદીઓએ, જર્મન ક્રાંતિકારીઓને આપણા વિપ્લવ મારફત ટેકો આપવાનો ઇનકાર કરવો. આપણે શેઈદેમાનો તથા રેનોદેલોની જેમ દલીલ કરવી કે બળવો ન કરવામાં જ સૌથી વધારે ડહાપણ સમાયેલું છે કેમ કે આપણે ગોળીએ વીંધાઈ જઈએ તો દુનિયા આવા શ્રેષ્ઠ, સમજદાર, અને આદર્શ આંતરરાષ્ટ્રવાદીઓને ખોઈ બેસશે!!

આપણે સાબિત કરી દઈએ કે આપણે કેવા સમજદાર છીએ. આપણે **જર્મન વિદ્રોહીઓ** તરફ હમદર્દીનો ઠરાવ અપનાવીએ, અને રશિયામાં **વિદ્રોહને** નકારી કાઢીએ. એ ખરો સમજદારીભર્યો આંતરરાષ્ટ્રવાદ બની રહેશે. કલ્પના કરો કે એવી જ શાણપણભરી નીતિ **દરેક ઠેકાણે** વિજયી બની જાય તો વિશ્વ આંતરરાષ્ટ્રવાદ કેટલી ઝડપથી ખીલી ઊઠે!

યુદ્ધે બધા દેશોના કામદારોને આખરી હદ સુધી થાક અને ત્રાસના ભોગ બનાવી દીધા છે. ઇટાલી, જર્મની, અને ઑસ્ટ્રિયામાં વારંવાર ઉઠાવો થઈ રહ્યા છે. **એકલા** આપણે જ કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતો ધરાવીએ છીએ. તો આપણે **વાટ જોતા** રહીએ. શબ્દો નહિ પરંતુ કૃત્યો મારફત, જમીનદારો સામે બળવા મારફત, આપણને કેરેન્સ્કીની સરકાર વિરુદ્ધ ખડા થઈ જવાની અપીલ કરતા રૂસી કિસાનોનો દ્રોહ આપણે જેવી રીતે કરી રહ્યા છીએ એવી જ રીતે જર્મન આંતરરાષ્ટ્રવાદીઓનો દ્રોહ કરીએ...

બધા દેશોના મૂડીદારોના, રૂસી ક્રાંતિને રૂંધી નાખવા તૈયાર મૂડીદારોના, સામ્રાજ્યવાદી કાવતરાનાં વાદળો ભલે ઘેરાતાં રહે—આપણે તો **રૂબલથી** રૂંધાઈ ન જઈએ ત્યાં સુધી ધીરજથી વાટ જોતા રહીશું! કાવતરાખોરોની ઉપર હુમલો કરવાને બદલે, અને કામદારો તથા સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતોના વિજય મારફત તેમની હરોળોમાં ભંગાણ પાડવાને બદલે, આપણે બંધારણસભાની વાટ જોઈએ, ત્યાં મતો આપીને બધાં આંતરરાષ્ટ્રીય કાવતરાંઓનો પરાભવ કરી દેવામાં આવશે, જો કેરેન્સ્કી અને રોદઝિયાન્કો ઈમાનદારીથી બંધારણસભા ભરે તો. કેરેન્સ્કી અને રોદઝિયાન્કોની ઈમાનદારી અંગે કોઈ શંકા રાખવાનો અધિકાર આપણને છે ખરો?

---

"...પરંતુ 'સૌ' આપણી વિરુદ્ધ છે! આપણે અટૂલા પડી ગયા છીએ, કેંદ્રીય કાર્યવાહક સમિતિ, મેન્શેવિક આંતરરાષ્ટ્રવાદીઓ, 'નોવાયા ઝીઝ્ન'ના લોકો, અને ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓ આપણી વિરુદ્ધ અપીલો કરતા રહ્યા છે અને કરવાનું ચાલુ રાખશે!.."

કચડી નાખે એવી દલીલ છે. અત્યાર સુધી આપણે ઢચુપચુ લોકોને તેમની દુવિધાઓ બદલ નિર્દયતાથી ફટકા મારતા રહ્યા છીએ. **એમ કરીને** આપણે લોકોની હમદર્દી હાંસલ કરી લીધી છે, **એમ કરીને** આપણે સોવિયેતોને આપણા પક્ષે ખેંચી લીધી છે, એ સિવાય તો વિપ્લવ સલામત, વેગીલો, અને ખાતરીબંધ ન જ બની શકે. હવે આપણે સોવિયેતોનો, જેમને આપણે આપણા પક્ષે ખેંચી લીધી છે એ સોવિયેતોનો, ઉપયોગ **ઢચુપચુ લોકોની છાવણીમાં** સામેલ થઈ જવા માટે કરીએ. બોલ્શેવિઝમ માટે કેવી તેજસ્વી કારકિર્દી!

લીબેરદાનો તથા ચેર્નોવોની, અને ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકોનીયે, નીતિનું પૂરું સારતત્ત્વ **દુવિધાઓમાં** સમાયેલું છે. ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિક આંતરરાષ્ટ્રવાદીઓ એવી હકીકતના **નિર્દેશ** તરીકે પારાવાર રાજકીય મહત્ત્વ ધરાવે છે કે **લોકસમુદાયો ઉદ્દામ દિશામાં ખસી રહ્યા છે.** એક તરફ, મેન્શેવિકો તથા સમાજવાદી-ક્રાંતિકારીઓમાંથી, બેઉમાંથી, લગભગ ૪૦ ટકા ઉદ્દામોની છાવણીમાં સામેલ થઈ જવાની, અને બીજી તરફ, કિસાનોના બળવાની, એવી બે હકીકતો વચ્ચે સાફ અને દેખીતો આંતરસંબંધ છે.

પરંતુ એ આંતરસંબંધનાં રૂપલક્ષણો જ એવા લોકોની ગહનગામી નાકૌવતીને પ્રગટ કરી દે છે કે જેઓ હવે રોદણાં રોવા લાગ્યા છે, સડીને ખતમ થઈ ગયેલી કેંદ્રીય કાર્યવાહક સમિતિ અથવા ઢચુપચુ ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓની મંડળી આપણી વિરુદ્ધ બહાર પડી હોવાની હકીકત વિશે રોદણાં રોવા લાગ્યા છે. નિમ્ન-મૂડીવાદી આગેવાનોની—માર્તોવો, કામકોવો, સુખાનોવો, અને મંડળીની—એ દુવિધાઓને **કિસાનોના** બળવા સાથે સરખાવવાનું આવશ્યક છે. એ **વાસ્તવલક્ષી** રાજકીય સરખામણી છે. આપણે કોની સાથે જઈશું? પેત્રોગ્રાદના આગેવાનોમાંના ગણતર ઢચુપચુ માણસો સાથે, જેમણે લોકસમુદાયોના **ઉદ્દામ ઝોકને આડકતરી રીતે** વ્યક્ત કર્યો છે પરંતુ જેઓ **દરેક** રાજકીય વળાંકે શરમજનક રોદણાં રોતા રહ્યા છે, દુવિધામાં અટવાતા રહ્યા છે, અને લીબેરદાનોની તેમ જ

આવ્કસેન્ત્યેવો તથા મંડળીની માફી માગવા દોડતા રહ્યા છે એ. માણસો સાથે, **કે ઉદ્દામ દિશામાં ખસી ચૂકેલા લોકસમુદાયો સાથે?**

સવાલને એવી રીતે, અને માત્ર એવી રીતે જ, રજૂ કરી શકાય.

માર્તોવો, કામકોવો, અને સુખાનોવોએ કિસાન બળવાનો દ્રોહ કર્યો છે એટલે આપણને, ક્રાંતિકારી આંતરરાષ્ટ્રવાદીઓની કામદાર પાર્ટીને, પણ તેનો દ્રોહ કરવાનું કહેવામાં આવી રહ્યું છે. ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિક આંતરરાષ્ટ્રવાદીઓને અનુસરવાની નીતિ એવી કક્ષાએ ઊતરી જાય છે.

પરંતુ આપણે જણાવ્યું છે કે ઢચુપચુ રહેતા લોકોને મદદ કરવા માટે આપણે પોતે જ ઢચુપચુ રહેવાનું બંધ કરી દેવું જોઈએ. પેલા "મઝાના" ઉદ્દામ નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદીઓ શું જોડાણની તરફેણમાં ઢચુપચુ નહોતા રહ્યા? આપણે લાંબે ગાળે તેમને આપણું અનુસરણ કરાવવામાં સફળ થયા કારણ કે આપણે પોતે ઢચુપચુ ન રહ્યા. ઘટનાઓએ આપણને ખરા સાબિત કરી દીધા છે.

એ સજ્જનોએ પોતાની દુવિધાઓ વડે હંમેશાં ક્રાંતિને અટકાવી રાખી છે. એકલા આપણે જ તેને ઉગારી છે. હવે, જ્યારે દુકાળ પેત્રોગ્રાદના દરવાજા ખખડાવી રહ્યો છે અને રોદઝિયાન્કોની મંડળી શહેર શરણે કરી દેવાની તૈયારી કરી રહી છે ત્યારે, શું આપણે હારીને બેસી જઈશું?!

---

"...પરંતુ આપણે રેલવે કામદારો અને ટપાલ કર્મચારીઓ સાથે મક્કમ સંબંધો પણ નથી ધરાવતા. તેમના સત્તાવાર પ્રતિનિધિઓ પ્લાનસોનો છે. પોસ્ટ ઑફિસ વગર અને રેલવે વગર આપણે જીતી શકીએ ખરા?.."

હા, હા, અહીંયાં પ્લાનસોનો અને ત્યાં લીબેરદાનો. **લોકસમુદાયોએ** તેમનામાં કેવોક વિશ્વાસ બતાવ્યો છે? શું આપણે હંમેશાં બતાવ્યું નથી કે એ આગેવાનોએ **લોકસમુદાયોનો** દ્રોહ કર્યો છે? મોસ્કોની ચૂંટણીઓમાં અને સોવિયેતોની ચૂંટણીઓમાં, બન્નેમાં, શું લોકસમુદાયો એ આગેવાનોથી અળગા ખસીને **આપણી તરફ** નથી આવી ગયા? અથવા કદાચ રેલવે કામદારો અને ટપાલ કર્મચારીઓ ભૂખમરો ન વેઠતા હોય? અથવા કેરેન્સ્કીની મંડળીની સરકારની વિરુદ્ધ હડતાલ નથી કરતા?

"શું આપણે ફેબ્રુઆરીની ૨૮મી તારીખ[18] પહેલાં એ યુનિયનો સાથે સંબંધો ધરાવતા હતા?" એક સાથીએ કોઈ "નિરાશાવાદીને" એવો સવાલ પૂછેલો. પેલાએ જવાબમાં નિર્દેશ કર્યો કે બે ક્રાંતિઓની સરખામણી થઈ શકે એમ નથી. પરંતુ એવો જવાબ તો કેવળ સવાલ પૂછનારાની સ્થિતિને **વધારે મક્કમ બનાવે છે. મૂડીદાર વર્ગની સામે સર્વહારા વર્ગીય** ક્રાંતિ માટે લાંબી તૈયારી વિશેની વાત હજારો વાર કરનારા તો બોલ્શેવિકો જ હતા (અને તેમણે એ વિશેની વાત એટલા માટે નહોતી કરી કે નિર્ણાયક ઘડી આવે ત્યારે તેઓ પોતાના શબ્દોને ભૂલી જાય). ટપાલ અને તાર કર્મચારીઓનાં તથા રેલવે કામદારોનાં યુનિયનોના રાજકીય અને આર્થિક જીવનમાં લાક્ષણિક બાબત, નિમ્ન-મૂડીવાદી તથા મૂડીવાદી ઉપલા સ્તરથી લોકસમુદાયોનાં સર્વહારા વર્ગીય તત્ત્વોની **અલગતાની** જ છે. એક અથવા બીજા યુનિયન સાથે અગાઉથી "સંબંધો" પાકા કરી લેવાનું કંઈ તદ્દન આવશ્યક નથી, મહત્ત્વની વાત તો એ છે કે માત્ર સર્વહારા વર્ગીય તથા કિસાન વિપ્લવનો વિજય જ રેલવે કામદારોની તેમ જ ટપાલ અને તાર કર્મચારીઓની સેનાના **લોકસમુદાયોને** સંતોષ આપી **શકે** એમ છે.

---

"...પેત્રોગ્રાદમાં માત્ર બે કે ત્રણ દિવસ જ પૂરી પડે એટલી રોટી છે. આપણે વિદ્રોહીઓને રોટી પૂરી પાડી શકીએ એમ છીએ ખરા?.."

આ તો હજાર સંદેહભરી વાતોમાંની એક છે (સંદેહ રાખનારાઓ **હંમેશાં** "શંકા" રજૂ કરી શકે અને તેમને અનુભવ સિવાય બીજી કોઈ રીતે રદિયો ન આપી શકાય), દોષનો ટોપલો ગલત માથા ઉપર ઢોળી દેતી વાતોમાંની એક છે.

રોદઝિયાન્કો અને તેના સાગરીતો જ, મૂડીદારો જ, દુકાળની હાલત પેદા કરી રહ્યા છે અને દુકાળ મારફત ક્રાંતિને રૂંધી નાખવાનો દાવ ખેલી રહ્યા છે. દુકાળથી બચવા માટે ગ્રામવિસ્તારોમાં જમીનદારોની સામે કિસાનોના બળવા સિવાય, અને શહેરોમાં તથા પેત્રોગ્રાદ અને મોસ્કોમાં મૂડીદારોની ઉપર કામદારોના વિજય સિવાય, બીજો કોઈ ઉપાય છે જ નહિ અને **હોઈ શકે જ નહિ**. અમીરો પાસેથી અનાજ મેળવવાનો, અથવા તેમના તરફની ભાંગફોડ છતાં અનાજની હેરફેર કરવાનો, અથવા ભ્રષ્ટ કર્મચારીઓ

તથા મૂડીવાદી નફાખોરોના પ્રતિકારને તોડી નાખવાનો, અથવા કડક હિસાબકિતાબનો બંદોબસ્ત કરવાનો, બીજો કોઈ માર્ગ **છે જ નહિ.** પુરવઠા સંઘટનોનો, અને જેમાં મૂડીદારો તરફની ભાંગફોડની લાખોકરોડો **ફરિયાદો થતી હોય છે** તથા **રોદણાં અને કાલાવાલા** કાયમ ચાલુ જ હોય છે એ "લોકશાહી"ની ખોરાક અંગેની મુશ્કેલીઓનો, ઈતિહાસ તેની સાબિતી પૂરી પાડે છે.

વિજયી સર્વહારા વર્ગીય ક્રાંતિની તાકાત સિવાય તો દુનિયામાં બીજી કોઈ એવી તાકાત નથી કે જે ફરિયાદો અને કાકલૂદી અને આંસુઓમાંથી **ક્રાંતિકારી** કદમ સુધી આગળ ધપી જાય. સર્વહારા વર્ગીય ક્રાંતિ જેમ જેમ વધારે ઢીલમાં પડતી રહેશે, ઘટનાઓથી અથવા ઢચુપચુ અને ગોટાળામાં ગબડતા માણસોની દુવિધાઓ થકી જેમ જેમ આઘી ઠેલાતી જશે, તેમ તેમ તે વધારે શિકારો માગતી રહેશે અને ખોરાકના પરિવહન તથા વહેંચણીની **સંઘટના** વધારે મુશ્કેલ બનતી જશે.

વિદ્રોહમાં વિલંબ ઘાતક છે—વધતી જતી આર્થિક પાયમાલીને અને નજીક આવી રહેલા દુકાળને, જોતા રહેવાની દુ:ખદ "હિંમત" કરનારાઓને, અને કામદારોને વિપ્લવના કદમથી **વારનારાઓને (એટલે કે તેમને વાટ જોવા અને કેટલોક વધુ સમય મૂડીદાર વર્ગમાં વિશ્વાસ રાખવા સમજાવનારાઓને),** અમારો જવાબ એવો છે.

---

"...મોરચે પણ હજી કોઈ જાતનું જોખમ નથી. સિપાહીઓ પોતે જ જંગમોકૂફી સાધી લે તોયે તેમાં આફત જેવું કંઈ હજી નથી..."

પરંતુ સિપાહીઓ જંગમોકૂફી નહિ સાધી લે. તેને માટે રાજ્ય સત્તા જરૂરી છે, અને તે વિપ્લવ વગર હાંસલ ન થઈ શકે. સિપાહીઓ તો ખાલી **પલાયનનો જ માર્ગ લેશે.** મોરચાના અહેવાલો એમ જ જણાવે છે. સિપાહીઓ સમૂહોમાં પલાયન થઈ રહ્યા છે, તેઓ એક વાર તદ્દન હતાશામાં સરી પડે **(હતાશાની અણીએ તો ક્યારના છે જ)** એટલે બધું ભાગ્યના હાથમાં પડતું મૂકી દેશે; એવી હાલતમાં આપણે વાટ જોઈને બેસી ન જ રહેવું જોઈએ કારણ કે તેમાં રોદઝિયાન્કો અને વીલહેલ્મ વચ્ચેની

મળતિયાગીરીને મદદ મળવાનું જોખમ છે, અને **પૂરેપૂરી** આર્થિક પાયમાલીનું જોખમ છે.

---

"...પરંતુ આપણે સત્તા કબજે કરી લઈએ, અને ન તો જંગમોકૂફી કે ન તો લોકશાહીવાદી સુલેહ હાંસલ કરી શકીએ, તો કદાચ સિપાહીઓ ક્રાંતિકારી યુદ્ધ લડવા તૈયાર ન થાય. તો શું?"

એ દલીલ તો કહેવત યાદ કરાવી દે છે: દસ શાણા માણસો જેટલા સવાલોના જવાબો આપી શકે એથી વધારે સવાલો એક મૂરખ માણસ પૂછી શકે.

જે લોકો સામ્રાજ્યવાદી યુદ્ધ દરમિયાન **સત્તાસ્થાને** હોય તેમની મુશ્કેલીઓનો ઇનકાર આપણે કદી નથી કર્યો. તેમ છતાં, આપણે હંમેશાં સર્વહારા વર્ગ અને ગરીબ કિસાનપ્રજાની સરમુખત્યારીની હિમાયત કરી છે. કદમ ઉઠાવવાની ઘડી આવી ગઈ છે ત્યારે શું આપણે એ ધોરણને તજી દેવું??

આપણે હંમેશાં કહ્યું છે કે એક દેશમાં સર્વહારા વર્ગની સરમુખત્યારી આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિમાં, દેશના આર્થિક જીવનમાં, સેનાની સ્થિતિમાં અને તેના મનોભાવમાં, વિરાટ પરિવર્તનો આણી દે છે—શું આપણે હવે એ બધું "ભૂલી જવું", અને પોતાને ક્રાંતિની "મુશ્કેલીઓથી" ગભરાટમાં પડી જવા દેવા?

---

"...સૌ માહિતી આપે છે તે મુજબ, લોકસમુદાયોનો મનોભાવ એવો નથી કે જે તેમને શેરીઓમાં ધકેલી દે. નિરાશાવાદને વાજબી ઠરાવતી નિશાનીઓમાં, હત્યાકાંડતરફી અને યમદૂતિયાં અખબારોના ખૂબ વધતા જતા ફેલાવાનો ઉલ્લેખ થઈ શકે..."

જ્યારે લોકો પોતાને મૂડીદાર વર્ગથી ગભરાઈ જવા દે ત્યારે તેમને બધી વસ્તુઓ અને પરિઘટનાઓ સ્વાભાવિક રીતે જ બિહામણી લાગે છે. પહેલી વાત, તેઓ આંદોલનના માર્ક્સવાદી માપદંડના સ્થાને પ્રભાવવાદી,

બુદ્ધિવાદી માપદંડને મૂકી દે છે, વર્ગસંઘર્ષના વિકાસના, તથા સમગ્ર આંતરરાષ્ટ્રીય પૃષ્ઠભૂમિમાં સમગ્ર દેશની ઘટનાઓના ક્રમના, રાજકીય પૃથક્કરણના **સ્થાને** મનોભાવોની આત્મગત છાપોને મૂકી દે છે. તેઓ બેશક "સગવડે" ભૂલી જાય છે કે પાર્ટીની મક્કમ નીતિ, તેનો અડગ નિર્ધાર, **પણ** મનોભાવ-સર્જક **ઘટક** હોય છે, એકદમ ઉગ્ર ક્રાંતિકારી ઘડીઓમાં તો ખાસ. ક્યારેક લોકોને એ વાત ભૂલી જવાનું બહુ "સગવડિયું" લાગતું હોય છે કે જવાબદાર આગેવાનો પોતાની દુવિધાઓ મારફત, અને પોતાની ગઈકાલની મૂર્તિઓને બાળી નાખવાની તત્પરતા મારફત, લોકસમુદાયોના અમુક સ્તરોના મનોભાવમાં અત્યંત અણછાજતી દુવિધાઓ પેદા કરે છે.

બીજી વાત, અને હાલના સમયે તે મુખ્ય વાત છે—લોકસમુદાયોના મનોભાવની વાતો કરતી વેળા નાકૌવતી લોકો આટલું ઉમેરવાનું ભૂલી જાય છે:

"સૌ" માહિતી આપે છે કે મનોભાવમાં તણાવ અને અપેક્ષા છે;

"સૌ" કબૂલ કરે છે કે સોવિયેતો તરફથી સોવિયેતોના બચાવની હાકલ કરવામાં આવે તો તમામે તમામ કામદારો ખડા થઈ જશે;

"સૌ" કબૂલ કરે છે કે કામદારો "આખરી નિર્ણાયક સંઘર્ષ"ના સંબંધમાં કેંદ્રોની અનિશ્ચિતતાથી ખૂબ અસંતુષ્ટ છે, એ સંઘર્ષની અનિવાર્યતાને સ્પષ્ટ રીતે માન્ય કરે છે;

"સૌ", વધારેમાં વધારે બહોળા લોકસમુદાયોના મનોભાવને, સર્વાનુમતે હતાશાની અણીનો મનોભાવ ગણાવે છે, અને તેમાંથી પેદા થતી અરાજકતા તરફ નિર્દેશ કરે છે;

"સૌ" એ વાતને પણ માન્ય કરે છે કે વર્ગજાગૃત કામદારોમાં **કેવળ** દેખાવો માટે, **કેવળ** આંશિક સંઘર્ષો માટે, રસ્તાઓ પર નીકળી પડવાની ચોક્કસ અનિચ્છા છે કારણ કે આંશિક નહિ પરંતુ સર્વસામાન્ય સંઘર્ષની વાતો ફેલાયેલી છે, અને અલગ અલગ હડતાલો, દેખાવો, તથા સત્તાધારીઓની ઉપર અસર પાડવાનાં કૃત્યોની નિરર્થકતાને પૂરેપૂરી સમજી લેવામાં આવી છે.

**વગેરે.**

આપણે લોકસમુદાયોના મનોભાવના એવા નિરૂપણને વર્ગીય તથા રાજકીય સંઘર્ષના સમગ્ર વિકાસની દૃષ્ટિએ, અને આપણી ક્રાંતિના છ માસ દરમિયાન ઘટનાઓના પૂરા ક્રમની દૃષ્ટિએ, જોઈએ તો આપણને સ્પષ્ટ સમજાઈ જશે કે મૂડીદાર વર્ગથી ગભરાઈ ગયેલા લોકો સવાલને કેવી

રીતે વિકૃત બનાવી દે છે. પરિસ્થિતિ એપ્રિલની ૨૦-૨૧મી, જૂનની ૯મી, અને જુલાઈની ૩જી તારીખ[19] પહેલાં જેવી હતી એવી હવે નથી, એ વખતે બાબત **આપોઆપ પેદા થયેલી ઉત્તેજનાની** હતી, આપણે પાર્ટી તરીકે કાં તો તેને સમજ્યા નહોતા (૨૦મી એપ્રિલ), અથવા અંકુશમાં રાખી હતી અને શાંતિમય દેખાવના ઘાટમાં ઢાળી દીધી હતી (૯મી જૂન અને ૩જી જુલાઈ), કેમ કે આપણે એ વખતે બરાબર જાણતા હતા કે સોવિયેતો **હજી** આપણી નથી, કિસાનો બોલ્શેવિક ધોરણમાં (વિપ્લવ) નહિ પરંતુ **હજી** લીબેરદાન-ચેર્નોવમાં વિશ્વાસ રાખે છે, એટલે આપણે લોકોની બહુસંખ્યાને આપણી પાછળ પાછળ દોરી શકીએ એમ નથી, અને એટલે વિપ્લવની વેળા પાકેલી ન ગણાય.

એ વખતે વર્ગજાગૃત કામદારોની બહુસંખ્યાએ આખરી નિર્ણાયક સંઘર્ષનો સવાલ બિલકુલ **નહોતો** ઉઠાવ્યો, એ વખતે આપણા પાર્ટી એકમોમાંથી એક પણ એકમે એ સવાલ ન જ ઉઠાવ્યો હોત. બિનવાકેફ અને બહુ બહોળા લોકસમુદાયોની બાબતમાં એમ હતું કે કોઈ સંયુક્ત પ્રયાસ પણ નહોતો, અને હતાશામાંથી પેદા થયેલો નિર્ધાર પણ નહોતો; માત્ર આપોઆપ પેદા થયેલી **ઉત્તેજના** હતી, અને તેમાં "કદમ" મારફત, શુદ્ધ અને સાદા દેખાવ મારફત, કેરેન્સ્કી ઉપર તથા મૂડીદાર વર્ગ ઉપર "અસર પાડવાની" ભોળપણભરી આશા હતી.

વિપ્લવ માટે તેની જરૂર નથી પરંતુ, એક તરફ, વર્ગજાગૃત તત્ત્વોનો આખર સુધી લડી લેવાનો સભાન, મક્કમ, અને અડગ નિર્ધાર જરૂરી છે; અને, બીજી તરફ, એવી **લાગણી ધરાવતા** બહોળા લોકસમુદાયોનો હતાશાનો મનોભાવ જરૂરી છે કે હવે અધકચરાં પગલાંથી કશું જ બચાવી શકાય એમ નથી, કોઈની ઉપર "અસર" પાડી શકાય એમ નથી, **જો** બોલ્શેવિકો ભૂખ્યા લોકોને નિર્ણાયક લડાઈમાં દોરી નહિ શકે તો તેઓ "અરાજકતાની રીતે પણ બધું ખેદાનમેદાન કરી નાખશે, બધું ખતમ કરી નાખશે".

ક્રાંતિના વિકાસે અમલમાં કામદારો **તથા** કિસાનોને, **બેઉને**, ચોક્કસ રીતે બે મનોભાવોના સમન્વયની સ્થિતિમાં આણી દીધા છે, એક તો વર્ગજાગૃત લોકોની અંદર અનુભવમાંથી પરિણમેલો તંગ મનોભાવ, અને બીજો તાળાબંધીના હથિયારનો ઉપયોગ કરનારાઓ તથા મૂડીદારો તરફ ધિક્કારનો મનોભાવ, બહોળા લોકસમુદાયોમાં હતાશાની અણીએ પહોંચી ગયેલો મનોભાવ.

આ જ ભૂમિમાં, બોલ્શેવિઝમની નકલ કરતાં પ્રત્યાઘાતી અખબારોના

મવાલીઓની "સફળતા"ને પણ, આપણે સમજી શકીએ છીએ. મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગ વચ્ચેની નિર્ણાયક લડાઈ નજીક આવી પહોંચે ત્યારે પ્રત્યાઘાતીઓનો ઝેરીલો હર્ષાવેશ, એક પણ અપવાદ વગર બધી ક્રાંતિઓમાં, જોવામાં આવ્યો છે; હંમેશાં એમ બનતું રહ્યું છે, અને તે તદ્દન અનિવાર્ય છે. તમે **એ** સંજોગથી પોતાને ગભરાટમાં પડી જવા દો તો તમારે માત્ર વિપ્લવને જ નહિ પરંતુ સામાન્ય રીતે સર્વહારા વર્ગીય ક્રાંતિને પણ તિલાંજલિ આપી દેવી પડે. મૂડીવાદી સમાજમાં એ ક્રાંતિ પ્રત્યાઘાતીઓના ઝેરીલા હર્ષાવેશના સંગાથ **વગર**, અને એ રીતે પોતાનાં ઘર ભરી શકવાની તેમની આશાઓના સંગાથ વગર, પરિપક્વ **ન** જ બની શકે.

વર્ગજાગૃત કામદારો બરાબર જાણે છે કે યમદૂતોની ટોળકી મૂડીદાર વર્ગ જોડે મળીને કામ કરે છે, અને કામદારોનો નિર્ણાયક વિજય (નિમ્ન-મૂડીવાદીઓ જેમાં નથી માનતા, મૂડીદારોને જેની દહેશત છે, અને યમદૂતોની ટોળકી જેની વાંછના નર્યા ખારને લીધે ક્યારેક રાખે છે કેમ કે તેઓ ખાતરીથી માને છે કે બોલ્શેવિકો સત્તા જાળવી નહિ શકે)—એ વિજય યમદૂતોની ટોળકીને તદ્દન **કચડી નાખશે**, અને બોલ્શેવિકો દૃઢતાથી, અને યુદ્ધથી રિબાતી તથા પીડાતી પૂરી માનવજાતિના વધારેમાં વધારે લાભમાં, સત્તા જાળવી રાખી **શકશે**.

ખરેખર, **રોદઝિયાન્કોઓ** અને સુવોરીનો ભેગા મળીને કરતૂતો કરે છે, ભૂમિકાઓને તેમની વચ્ચે વહેંચી લેવામાં આવી છે, એ બાબતમાં શંકા રાખી શકે એવો કોઈ સમજદાર માણસ ક્યાંય છે?

શું હકીકતોએ સાબિત નથી કરી દીધું કે કેરેન્સ્કી રોદઝિયાન્કોના હુકમો મુજબ કદમો ઉઠાવે છે, અને રાજ્ય પરિષદમાં પ્રત્યાઘાતીઓનાં યમદૂત છાપનાં પ્રવચનોને રૂસી પ્રજાસત્તાકનું રાજ્ય સંચાલિત છાપખાનું (હસો નહિ!) રાજ્યના ખર્ચે છાપે છે? શું એ હકીકતને 'દેલો નરોદા'માં કામ કરતા ખાંધિયાઓએ, "પાતાના આગવા દેવની" સેવા કરતા ખાંધિયાઓએ, પણ ઉઘાડી નથી પાડી? શું **બધી** ચૂંટણીઓના અનુભવે સાબિત નથી કરી દીધું કે કેડેટોની સૂચિને 'નોવોયે વ્રેમ્યા'નો,[20] ઝારતરફી જમીનદારોનાં "હિતો"ના કાબૂમાં રહેતા લાંચખાઉ અખબારનો, પૂરો ટેકો હતો?

આપણે ગઈકાલે જ નથી વાંચ્યું કે વ્યાપારી તથા ઔદ્યોગિક મૂડીદારોએ (બિનપક્ષપાતી મૂડીદારો, બેશક; અરે, ચોક્કસ બિનપક્ષપાતી મૂડીદારો, કારણ કે વીખલ્યાયેવો તથા રાકીતનીકોવો, ગ્વોઝદિયોવો તથા નીકીતીનો, કેડેટો સાથે જોડાયેલા નથી—ન કરે નારાયણ—પરંતુ **બિનપક્ષપાતી** વ્યાપારી તથા

ઔદ્યોગિક વર્તુળો સાથે જોડાયેલા છે!) ૩૦૦ ૦૦૦ રૂબલની મઝાની રકમનો ફાળો કેડેટોને આપ્યો છે?

જો આપણે હાલતને લાગણીવેડાની નજરે નહિ પરંતુ વર્ગીય દૃષ્ટિએ જોઈએ તો યમદૂત છાપની આખી અખબારી આલમ 'રિયાબુશીન્સ્કી, મીલ્યુકોવ, અને મંડળી'ની પેઢીની એક **શાખા** જ છે. મૂડીદારો એક તરફ તો મીલ્યુકોવો, ઝાસ્લાવ્સ્કીઓ, પોત્રેસોવો, વગેરેને અને બીજી તરફ યમદૂત ટોળકીને ખરીદી લે છે.

લોકોને હલકટ યમદૂતિયું ઝેર પાઈ દેવાના એવા એકદમ કરપીણ કરતૂતનો અંત આણવાનો એકમાત્ર માર્ગ **સર્વહારા વર્ગના વિજયનો** છે.

શું કશા આશ્ચર્યની વાત છે કે ભૂખની પીડાથી, તથા યુદ્ધ લંબાવાને લીધે, થાકીને લોથપોથ થઈ ગયેલું તથા કંગાલ દશામાં ધકેલાઈ ગયેલું ટોળું, યમદૂતિયા ઝેરને "ઝડપી લે છે"? એવા મૂડીવાદી સમાજની કલ્પના થઈ શકે ખરી કે જે પતનની અણીએ પહોંચી ગયો હોય ત્યારે જેમાં પીડિત લોકસમુદાયો હતાશાની દશામાં **ન** હોય? કોઈ જાતની શંકા રાખી શકાય ખરી કે લોકસમુદાયોની, જેમાંથી મોટા ભાગના હજી અજ્ઞાની છે એવા લોકસમુદાયોની, હતાશા તરેહવાર ઝેરના વધેલા **ઉપયોગમાં** વ્યક્ત થાય જ?

લોકસમુદાયોના મનોભાવ વિશેની દલીલો કરતી વેળા ખુદ પોતાની જ નાકૌવતી અંગે લોકસમુદાયોને દોષિત ગણાવતા માણસો નાઉમેદ હાલતમાં છે. લોકસમુદાયો બે હિસ્સાઓમાં વહેંચાયેલા છે, એક હિસ્સો સભાન રીતે મોકાની વાટ જોઈ રહ્યો છે, અને બીજો હિસ્સો અજાણ્યે હતાશામાં સરી પડવા તૈયાર છે; પરંતુ પીડા અને ભૂખમરો વેઠતા લોકોના સમુદાયો નાકૌવત **નથી.**

---

"...બીજી તરફ, માર્ક્સવાદી પાર્ટી વિપ્લવના સવાલને લશ્કરી કાવતરાના સવાલની કક્ષાએ ન જ ઉતારી શકે..."

માર્ક્સવાદ અત્યંત ગહન અને બહુમુખી સિદ્ધાંત છે. એટલે કશા આશ્ચર્યની વાત નથી કે માર્ક્સવાદને તજી દેનારાઓની "દલીલોમાં" માર્ક્સનાં લખાણોનાં અવતરણોના **ટુકડાઓ—અનુચિત** રીતે ટાંકવામાં આવેલાં અવતરણો તો ખાસ—હંમેશાં જોવા મળી શકે. લશ્કરી કાવતરું બ્લાંકીપંથી છે, પરંતુ **જો** ચોક્કસ વર્ગની પાર્ટી તરફથી સંગઠિત ન હોય તો, **જો** તેના સંગઠકોએ સામાન્ય રીતે રાજકીય સંજોગોનું અને વિશિષ્ટ

રીતે આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિનું પૃથક્કરણ ન કર્યું હોય તો, જો પાર્ટી લોકોની બહુસંખ્યાની હમદર્દી ન ધરાવતી હોય અને એવી સ્થિતિ વાસ્તવિક હકીકતોના આધારે સાબિત થતી હોય તો, **જો** ક્રાંતિકારી ઘટનાઓના વિકાસે નિમ્ન-મૂડીવાદીઓના સમાધાની ભ્રમોનું અમલી ખંડન ન કર્યું હોય તો, **જો** ક્રાંતિકારી સંઘર્ષનાં સોવિયેત-પ્રકારનાં સંઘટનોની, અધિકૃત માન્ય થઈ ચૂકેલાં અથવા અમલમાં પોતાને અધિકૃત સાબિત કરી ચૂકેલાં સંઘટનોની, બહુસંખ્યાનું સમર્થન હાંસલ ન કરી લેવામાં આવ્યું હોય તો, અન્યાયી યુદ્ધને સમગ્ર જનતાની મરજી વિરુદ્ધ લંબાવી રહેલી સરકારની સામે (યુદ્ધના સમયમાં) સેનામાં વિરોધની લાગણી ન વિકસી હોય તો, **જો** વિપ્લવનાં સૂત્રો (જેમ કે 'બધી સત્તા સોવિયેતોને', 'જમીન કિસાનોને', અથવા 'બધાં યુદ્ધરત રાષ્ટ્રોને લોકશાહીવાદી સુલેહની દરખાસ્ત, અને સાથોસાથ બધી ગુપ્ત સંધિઓ તથા ગુપ્ત મુત્સદ્દીગીરીનો અંત', વગેરે) વ્યાપક રૂપે જાણીતાં અને લોકપ્રિય ન બની ગયાં હોય તો, **જો** અગ્રગામી કામદારોને લોકસમુદાયોની હતાશ દશાની તેમ જ ગ્રામવિસ્તારોમાં ટેકાની, ગંભીર કિસાન આંદોલન મારફત અથવા જમીનદારોની સામે તથા જમીનદારોનો બચાવ કરતી સરકારની સામે બળવા મારફત સાબિત થઈ ગયેલા ટેકાની, ખાતરી ન હોય તો, **જો** દેશની આર્થિક પરિસ્થિતિ કટોકટીનો સાનુકૂળ ઉકેલ શાંતિમય તથા સંસદીય રીતો વડે સાધવાની ગંભીર આશાઓ પ્રેરતી હોય તો.

ઘણું કરીને એટલું પૂરતું છે.

'બોલ્શેવિકો સત્તા જાળવી શકે એમ છે?' નામની મારી પુસ્તિકામાં (મને આશા છે કે તે એક કે બે દિવસમાં પ્રગટ થઈ જશે) માર્ક્સના લખાણનું એક અવતરણ છે, તેમાં વિદ્રોહના સવાલ ઉપર વાસ્તવિક પ્રકાશ પાડવામાં આવ્યો છે અને "કલા" તરીકે વિદ્રોહનાં લક્ષણોનું વિવરણ આપવામાં આવ્યું છે.

હું શરત લગાવવા તૈયાર છું કે રશિયામાં જે બધા બકબકિયાઓ હાલ લશ્કરી કાવતરા વિરુદ્ધ દેકારા કરી રહ્યા છે તેમને આપણે તેમનાં ડાચાં ઉઘાડવાનું, અને વિદ્રોહની "કલા" તથા નિંદાપાત્ર લશ્કરી કાવતરા વચ્ચેનો તફાવત સમજાવવાનું, કહીએ તો તેઓ કાં તો ઉપરોક્ત અવતરણને દોહરાવશે, અથવા નામોશીમાં ગરકાવ થઈ જશે અને કામદારોની અંદર સર્વસામાન્ય રીતે હાંસીની લાગણી પેદા કરશે. માર્ક્સવાદી હોવાના વ્યર્થ દાવેદાર મારા પ્યારા સજ્જનો, કોશિશ કરો ને! અમને લશ્કરી કાવતરા **વિરુદ્ધનું** ગીત ગાઈ સંભળાવો!

ઉપરની લીટીઓ લખાઈ ચૂકી હતી ત્યારે, મંગળવારની સાંજે આઠ વાગ્યે, મને પેત્રોગ્રાદનાં સવારનાં છાપાં મળ્યાં. 'નોવાયા ઝીઝ્‌ન'માં મિસ્ટર વી. બાઝારોવનો લેખ હતો. મિસ્ટર વી. બાઝારોવ જણાવે છે કે "શહેરમાં એક હસ્તલિખિત જાહેરનામું વહેંચવામાં આવ્યું હતું, તેમાં બે જાણીતા બોલ્શેવિકોના નામે તાત્કાલિક કદમ વિરુદ્ધની દલીલો રજૂ કરવામાં આવી હતી."

જો એ સાચું હોય તો હું સાથીઓને, જેમને આ પત્ર બુધવારના બપોર પહેલાં પહોંચી શકે એમ નથી, વિનંતિ કરું છું કે તેને જેટલી બની શકે એટલી ઝડપથી **પ્રગટ કરવામાં આવે.**

મેં અખબારો માટે નહોતું લખ્યું, હું તો આપણી પાર્ટીના સભ્યો સાથે પત્ર મારફત વાત કરવા માગતો હતો. પરંતુ 'નોવાયા ઝીઝ્‌ન'ના શૂરવીરોને, જેઓ પાર્ટીમાં સામેલ નથી અને પાર્ટીએ જેમની ધૃણાસ્પદ નાકૌવતીની ઠેકડી હજાર વાર ઉડાડી છે (જેમણે પરમ દિવસે બોલ્શેવિકોની તરફેણમાં તથા ગઈકાલે મેન્શેવિકોની તરફેણમાં મત આપ્યા હતા, અને જેમણે જગમશહૂર એકતા કૉંગ્રેસમાં તેમની એકતા **લગભગ** સાધી હતી) એ શૂરવીરોને—જ્યારે એવા માણસોને આપણી પાર્ટીના સભ્યો તરફથી **જાહેરનામું** મળે, અને તેમાં તેઓ વિપ્લવ વિરુદ્ધ પ્રચાર ચલાવે, ત્યારે આપણે મૂંગા ન જ રહી શકીએ. આપણે વિપ્લવની **તરફેણમાં** ચળવળ પણ કરવી જ જોઈએ. અનામી માણસો સીધા દિવસના પ્રકાશમાં આવી જાય અને પોતાની શરમજનક દુવિધાઓની છાજતી સજા વેઠે, પછી એ સજા ભલે બધા વર્ગજાગૃત કામદારો તરફની હાંસીની જ હોય. વર્તમાન પત્ર પેત્રોગ્રાદ મોકલતાં પહેલાં મારી પાસે માત્ર એક જ કલાકનો સમય છે,

એટલે અક્કલના છાંટા વગરના 'નોવાયા ઝીઝ્ન' વહેણના ખેદજનક શૂરવીરોની "રીતો"માંની એક વિશે હું માત્ર એક કે બે શબ્દો જ કહી શકું એમ છું. મિસ્ટર વી. બાઝારોવે કોમરેડ રિયાઝાનોવ વિરુદ્ધ દલીલબાજીનો પ્રયત્ન કર્યો છે, કોમરેડ રિયાઝાનોવે જણાવ્યું છે, અને હજાર વાર ખરું જ જણાવ્યું છે, કે "જેઓ લોકસમુદાયોમાં નિરાશા અને ઉદાસીનતાનો મનોભાવ પેદા કરે છે તેઓ સૌ વિપ્લવની તૈયારી કરી રહ્યા છે."

ખેદજનક ધ્યેયનો ખેદજનક શૂરવીર "વળતો જવાબ" નીચે મુજબ આપે છે:

"નિરાશા અને ઉદાસીનતાની જીત ક્યારેય થઈ છે ખરી?"

અરે 'નોવાયા ઝીઝ્ન'ના ધૃણાસ્પદ મૂરખાઓ! તેમને ઈતિહાસમાં વિપ્લવના **એવા** દાખલાઓ જાણવા મળ્યા છે ખરા કે જેમાં પીડિત વર્ગોના સમુદાયો, લાંબો સમય યાતનાઓ વેઠવાથી અને જાતજાતની કટોકટીઓ અત્યંત ઉગ્ર બની જવાથી, નિરાશામાં ધકેલાઈ ગયા વગર વિજયી બન્યા હોય, જેમાં એ લોકસમુદાયો તરેહવાર ખાંધિયા-છાપ પૂર્વસંસદો અંગે, ક્રાંતિની નકામી રમત અંગે, સોવિયેતોને સત્તા અને વિપ્લવનાં સંઘટનોની સ્થિતિમાંથી ઠાલા લવારાઓના અડ્ડાઓની સ્થિતિમાં ઉતારી પાડવાનાં લીબેરદાનોનાં કરતૂતો અંગે, ઉદાસીનતાની પકડમાં ન જકડાઈ ગયા હોય?

અથવા 'નોવાયા ઝીઝ્ન'ના ધૃણાસ્પદ વામણા મૂરખાઓએ કદાચ લોકસમુદાયોમાં રોટીના સવાલ અંગે, યુદ્ધને વધુ લંબાવવા અંગે, કિસાનોને જમીન આપવા અંગે, **ઉદાસીનતા** ગોતી કાઢી હોય?

**એન. લેનિન**

૧૯૧૭ના ઑક્ટોબરની ૧૭મી (૩૦મી)
તારીખે લિખિત

# ટિપ્પણીઓ

[1] **સમાજવાદી-ક્રાંતિકારીઓ**—૧૯૦૧ના અંતમાં અને ૧૯૦૨ના આરંભમાં રશિયામાં સ્થપાયેલી નિમ્ન-મૂડીવાદી પાર્ટીના સભ્યો.

૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી મેન્શેવિકોની સાથે સમાજવાદી-ક્રાંતિકારીઓએ પ્રતિક્રાંતિકારી મૂડીવાદી કામચલાઉ સરકારને મુખ્ય ટેકો પૂરો પાડયો અને તેમના આગેવાનો (કેરેન્સ્કી, આવ્ક્સેન્ત્યેવ, ચેર્નોવ) પ્રધાનમંડળના સભ્યો હતા.

૧૯૧૭ના નવેંબરના અંતમાં સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીની ઉદ્દામ પાંખે ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓની એક સ્વતંત્ર પાર્ટી સ્થાપી. કિસાનોમાં પોતાની અસર સુરક્ષિત રાખવાની કોશિશ રૂપે ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓએ ઔપચારિક રીતે સોવિયેત સત્તાને માન્ય કરી અને બોલ્શેવિકોની જોડે સમજણ કરી લીધી, પરંતુ થોડા વખતમાં જ તેમણે સોવિયેત સત્તાની વિરુદ્ધ સંઘર્ષ શરૂ કરી દીધો.

પરદેશી લશ્કરી દખલાબાજી અને આંતરવિગ્રહ દરમિયાન સમાજવાદી-ક્રાંતિકારીઓએ પ્રતિક્રાંતિકારી વિધ્વંસક પ્રવૃત્તિઓ ચલાવી, દખલબાજોને તથા વ્હાઈટગાર્ડોને સક્રિય મદદ કરી, પ્રતિક્રાંતિકારી કાવતરાંમાં ભાગ લીધો, અને સોવિયેત રાજ્ય તથા કોમ્યુનિસ્ટ પાર્ટીના નેતાઓની વિરુદ્ધ ત્રાસવાદી કૃત્યો કર્યાં.

**મેન્શેવિકો**—રશિયન સામાજિક-લોકશાહીવાદીઓની અંદર નિમ્ન-મૂડીવાદી તકવાદી વહેણના અનુયાયીઓ. રશિયન સામાજિક-લોકશાહીવાદી

કામદાર પાર્ટીની ૧૯૦૩ના ઑગસ્ટમાં ભરાયેલી બીજી કૉંગ્રેસમાં પાર્ટીનાં કેંદ્રીય ઘટકોની ચૂંટણી દરમિયાન તેઓ લઘુમતીમાં (લઘુમતી માટેનો રશિયન ભાષાનો શબ્દ છે: મેન્શિન્સ્ત્વો) રહી ગયા ત્યારથી તેઓ મેન્શેવિકોના નામે ઓળખાવા લાગ્યા, અને લેનિનની આગેવાની હેઠળના ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદીઓને બહુમતી (રશિયન ભાષામાં: બોલ્શિન્સ્ત્વો) મળતાં તેઓ બોલ્શેવિકો કહેવાયા.

૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી મેન્શેવિકો મૂડીવાદી કામચલાઉ સરકારમાં દાખલ થઈ ગયા. એ સરકારની સામ્રાજ્યવાદી નીતિનું તેમણે સમર્થન કર્યું. ઑકટોબર સમાજવાદી ક્રાંતિ પછી મેન્શેવિકોએ સોવિયેત સત્તાની વિરુદ્ધ લક્ષ્યાંકિત કાવતરાં તથા બળવાઓનું સંગઠન કર્યું.—પૃ. ૬

[2] **અખિલ રૂસી લોકશાહીવાદી સંમેલન** પેત્રોગ્રાદમાં ૧૯૧૭ના સપ્ટેંબરની ૧૪થી ૨૨મી (સપ્ટેંબરની ૨૭થી ઑકટોબરની ૫) સુધી ભરાયું હતું, અને તેમાં ૧૫૦૦થી વધારે પ્રતિનિધિઓએ ભાગ લીધો હતો. સંમેલનનું આયોજન સોવિયેતોની કેંદ્રીય કાર્યવાહક સમિતિએ રાજ્ય સત્તાના સવાલના ફેંસલા માટે કર્યું હતું. એ વખતે સમિતિમાં મેન્શેવિકો અને સમાજવાદી-ક્રાંતિકારીઓનું વર્ચસ્વ હતું. મેન્શેવિક અને સમાજવાદી-ક્રાંતિકારી આગેવાનોએ કામદારો અને કિસાનોના પ્રતિનિધિઓની સંખ્યા ઘટાડી નાખવાની અને તરેહવાર નિમ્ન-મૂડીવાદી તથા મૂડીવાદી સંગઠનોના પ્રતિનિધિઓની સંખ્યા વધારી દેવાની પૂરી જહેમતો કરી, અને એ રીતે પોતાને માટે બહુમતી સુનિશ્ચિત બનાવી લીધી.

લોકશાહીવાદી સંમેલને પૂર્વસંસદની ચૂંટણી કરી. એ પૂર્વસંસદ કામચલાઉ સરકારનું સલાહકાર સંઘટન બની રહેવાની હતી.

બોલ્શેવિકોએ મેન્શેવિકો તથા સમાજવાદી-ક્રાંતિકારીઓને ઉઘાડા પાડવાના અને લોકસમુદાયોને પોતાને પક્ષે ખેંચી લેવાના ઉદ્દેશે લોકશાહીવાદી સંમેલનમાં ભાગ લીધો હતો.—પૃ. ૬

[3] અહીંયાં નિર્દેશ ક્રાંતિને રૂંધી નાખવા માટે પેત્રોગ્રાદ જર્મનોના હાથમાં શરણે કરી દેવાના કામચલાઉ સરકારના ઇરાદા તરફ છે.—પૃ. ૭

[4] કામચલાઉ સરકારે ૧૯૧૭ના માર્ચની બીજી (પંદરમી) તારીખની ઘોષણામાં

**બંધારણસભા** ભરવાની જાહેરાત કરી હતી. તેણે જૂનની ચૌદમી (સત્તાવીશમી) તારીખે નિર્ણય લીધો હતો કે બંધારણસભાની ચૂંટણીઓ સપ્ટેંબરની સત્તરમી (ત્રીસમી) તારીખે કરવામાં આવે, પરંતુ ઑગસ્ટમાં તેમાં ફેરફાર કરીને ચૂંટણીઓ નવેંબરની બારમી (પચીસમી) તારીખ સુધી મુલતવી કરી દીધી હતી. ચૂંટણીઓ એ તારીખે, ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિના વિજય પછી, થઈ હતી, પરંતુ ક્રાંતિ પહેલાં તૈયાર કરવામાં આવેલી મતદારોની યાદીના આધારે અને કામચલાઉ સરકારના નિયમો મુજબ થઈ હતી. એ વખતે મોટા ભાગના લોકો સમાજવાદી ક્રાંતિના મહત્ત્વને હજી સમજ્યા નહોતા, અને મવાળપંથી સમાજવાદી-ક્રાંતિકારીઓએ એ હકીકતનો ઉપયોગ ગુબેર્નિયાઓમાં અને પાટનગરથી તથા ઔદ્યોગિક કેંદ્રોથી દૂર આવેલા પ્રદેશોમાં બહુમતી મેળવી લેવા માટે કર્યો હતો. સોવિયેત સરકારે બંધારણસભાનું અધિવેશન પેત્રોગ્રાદમાં ૧૯૧૮ના જાન્યુઆરીની પાંચમી (અઢારમી) તારીખે ભર્યું હતું. તેમાં અખિલ રૂસી કેંદ્રીય કાર્યવાહક સમિતિએ 'મહેનતકશ અને શોષિત લોકોના અધિકારોની ઘોષણા' રજૂ કરી હતી, પરંતુ પ્રતિક્રાંતિકારી બહુમતીએ તેને નકારી કાઢી હતી અને સોવિયેત સત્તાને માન્યતા આપવાનો ઇનકાર કર્યો હતો. અખિલ રૂસી કેંદ્રીય કાર્યવાહક સમિતિની ડિક્રી અનુસાર, બંધારણસભાને જાન્યુઆરીની છઠ્ઠી (ઓગણીસમી) તારીખે વિખેરી નાખવામાં આવી હતી.—પૃ. ૭

[5] ફ્રેડરિક એંગેલ્સ, 'જર્મનીમાં ક્રાંતિ અને પ્રતિક્રાંતિ'.—પૃ. ૮

[6] સામ્રાજ્યવાદી યુદ્ધ ચાલુ રાખવાની નીતિ સામે પેત્રોગ્રાદમાં ૧૯૧૭ના જુલાઈની ત્રીજી અને ચોથી (સોળમી અને સત્તરમી) તારીખે કામદારો, સિપાહીઓ, અને ખલાસીઓના વ્યાપક દેખાવો આપોઆપ થયા હતા. બોલ્શેવિકોએ લોકસમુદાયોના મનોભાવને લક્ષમાં લઈને જુલાઈની ચોથી (સત્તરમી) તારીખના દેખાવમાં ભાગ લેવાનું નક્કી કર્યું. તેમાં ઉદ્દેશ દેખાવને શાંતિમય અને સંગઠિત રૂપ આપવાનો હતો. તેમાં લગભગ ૫૦૦૦૦૦ માણસો સામેલ થયા હતા.

સોવિયેતોની કેંદ્રીય કાર્યવાહક સમિતિમાં મેન્શેવિકો અને સમાજવાદી-ક્રાંતિકારીઓનું વર્ચસ્વ હતું. સમિતિનો ટેકો ધરાવતી કામચલાઉ સરકારે શાંતિમય દેખાવ ઉપર ગોળીઓ વરસાવી. ત્યાર પછી તેણે દેખાવમાં ભાગ લેનારાઓ ઉપર, બોલ્શેવિક પાર્ટી ઉપર, દમન વરસાવવાનું ચાલુ

રાખ્યું. જુલાઈના બનાવોના પરિણામે બોલ્શેવિકોએ 'બધી સત્તા સોવિયેતોને'નું સૂત્ર પાછું ખેંચી લીધું કેમ કે સોવિયેતોના મેન્શેવિક અને સમાજવાદી-ક્રાંતિકારી આગેવાનો બધી રીતે પ્રતિક્રાંતિની તરફદારી કરતા હતા.—પૃ.૧૦

[7] અહીંયાં નિર્દેશ ૧૯૧૭ના ઑગસ્ટમાં થયેલા પ્રતિક્રાંતિકારી બંડ તરફ છે. તેની આગેવાની રૂસી સેનાના સરસેનાપતિ જંનરલ કોર્નીલોવે કરી હતી. બંડખોરોની મુરાદ પેત્રોગ્રાદ કબજે કરી લેવાની, બોલ્શેવિક પાર્ટીનું નિકંદન કાઢી નાખવાની, અને ફરી રાજશાહી સ્થાપવા માટે લશ્કરી સરમુખત્યારી લાદી દેવાની હતી.

બોલ્શેવિક પાર્ટીની આગેવાની ધરાવતા કામદારો અને કિસાનોએ બંડને દબાવી દીધું હતું. લોકસમુદાયોના દબાણને કારણે કામચલાઉ સરકારને કોર્નીલોવ તથા તેના મળતિયાઓની ધરપકડ કરવાની તથા તેમની ઉપર મુકદ્દમો ચલાવવાની ફરજ પડી હતી.—પૃ.૧૦

[8] **કેડેટો** —રશિયામાં ઉદારમતવાદી-રાજશાહીવાદી મૂડીદાર વર્ગની અગ્રિમ પાર્ટી બંધારણીય-લોકશાહીવાદી પાર્ટીના સભ્યો. તેની સ્થાપના ૧૯૦૫ના ઑક્ટોબર માસમાં થઈ હતી. તેમણે મૂડીવાદી કામચલાઉ સરકારમાં મહત્ત્વની ભૂમિકા ભજવી હતી અને જનતા-વિરોધી પ્રતિક્રાંતિકારી નીતિ અપનાવી હતી.

મહાન ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિના વિજય પછી તેઓ સોવિયેત સત્તાના કટ્ટર દુશ્મનો બની ગયા અને બધી સશસ્ત્ર પ્રતિક્રાંતિકારી પ્રવૃત્તિઓમાં તેમ જ દખલબાજોની ચડાઈઓમાં તેમણે ભાગ લીધો. દખલબાજો અને વ્હાઈટગાર્ડોના પરાજય પછી પરદેશમાં રહીને તેમણે પોતાની સોવિયેત-વિરોધી પ્રતિક્રાંતિકારી પ્રવૃત્તિઓ ચાલુ રાખી.—પૃ.૧૧

[9] લોકશાહીવાદી સંમેલન પેત્રોગ્રાદમાં આલેક્સાંદ્રીન્સ્કી થિયેટરની ઈમારતમાં ભરાયું હતું.

**પીટર અને પૉલ કિલ્લો** શહેરના મહત્ત્વના વ્યૂહાત્મક સ્થળે હતો, અને રાજકીય કેદીઓના કારાવાસ તથા શસ્ત્રાગાર તરીકે વપરાતો હતો. હવે તેને ક્રાંતિકારી ઈતિહાસના મ્યુઝિયમમાં પલટાવી નાખવામાં આવ્યો છે.—પૃ.૧૫

10 **અફસર તાલીમીઓ** — ઝારશાહી રશિયામાં નૌસેનાકીય અને લશ્કરી કોલેજોના વિદ્યાર્થીઓ. — પૃ. ૧૫

11 **જંગલી દળ** પ્રથમ વિશ્વયુદ્ધ (૧૯૧૪-૧૮) દરમિયાન લશ્કરમાં આપમરજીએ ભરતી થયેલા કોકેસસના પહાડવાસીઓને સામેલ કરીને રચવામાં આવ્યું હતું. જનરલ કોર્નીલોવે ક્રાંતિકારી પેત્રોગ્રાદ ઉપર હલ્લામાં તેને જાંનિસાર ટુકડી તરીકે ઉપયોગમાં લેવાની કોશિશ કરી હતી. — પૃ. ૧૫

12 ફ્રેડરિક એંગેલ્સ, 'જર્મનીમાં ક્રાંતિ અને પ્રતિક્રાંતિ'. — પૃ. ૧૭

13 **કઝ્ઝાકો** — ઝારશાહી રશિયામાં જાણીતી લડાયક કોમના માણસો. તેઓ રૂસી સેનામાં હળવા હયદળની કામગીરી કરતા હતા. ઝારની આપખુદશાહી લશ્કરમાંથી તેમની ટુકડીઓનો ઉપયોગ ક્રાંતિકારી આંદોલનની સામે ઘણી વાર કરતી. — પૃ. ૧૭

14 અહીંયાં નિર્દેશ **નોવાયા ઝીઝ્ન** અખબારના અનુયાયીઓ તરફ છે.

'નોવાયા ઝીઝ્ન' (નવજીવન) — ૧૯૧૭ના એપ્રિલની અઢારમી (મેની પહેલી) તારીખથી ૧૯૧૮ના જુલાઈ સુધી પેત્રોગ્રાદમાં પ્રકાશિત દૈનિક. તે મેન્શેવિક આંતરરાષ્ટ્રવાદીઓ અને લેખકોના જૂથનું મુખપત્ર હતું. એ અખબાર ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ અને સોવિયેત સત્તા તરફ અદાવતી વલણ ધરાવતું હતું. — પૃ. ૨૧

15 **દેલો નરોદા** (જનતાનું ધ્યેય) — પેત્રોગ્રાદમાં ૧૯૧૭ના માર્ચથી ૧૯૧૮ના જુલાઈ સુધી જુદાંજુદાં નામો હેઠળ પ્રકાશિત દૈનિક, સમાજવાદી-ક્રાંતિકારીઓનું મુખપત્ર. તેણે સંરક્ષણવાદ તથા સમાધાનનું ધોરણ અપનાવ્યું હતું અને મૂડીવાદી કામચલાઉ સરકારને ટેકો આપ્યો હતો. — પૃ. ૨૧

16 **રૂસ્કાયા વોલ્યા** (રશિયાની આઝાદી) — ઝારશાહીના ગૃહપ્રધાન એ. ડી. પ્રોતોપોપોવે સ્થાપેલું અને મોટી બેંકોની નાણાકીય મદદ મેળવતું મૂડીવાદી દૈનિક. તે પેત્રોગ્રાદમાં ૧૯૧૬ના ડિસેંબરથી પ્રગટ થતું હતું. ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી તેણે બોલ્શેવિકોની વિરુદ્ધ નાલેશીની

ઝુંબેશ ચલાવી હતી. પેત્રોગ્રાદ સોવિયેતની ક્રાંતિકારી લશ્કરી સમિતિએ ૧૯૧૭ના ઑક્ટોબરની ૨૫મી (નવેંબરની ૭મી) તારીખે તેને બંધ કરાવી દીધું હતું.—પૃ.૨૨

17 **લીબેરદાનો**—મોસ્કોના 'સોત્સીઆલ-દેમોક્રાત' નામે બોલ્શેવિક અખબારમાં એવા મથાળા હેઠળ ટીકાત્મક લેખના પ્રકાશન પછી મેન્શેવિકો લીબેર અને દાન તેમ જ તેમના અનુયાયીઓને એ નામની છાપ લાગી ગઈ હતી.—પૃ.૨૫

18 અહીંયાં નિર્દેશ ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ તરફ છે.—પૃ.૩૩

19 લેનિનનો નિર્દેશ નીચેની હકીકતો તરફ છે. એપ્રિલની ૨૧-૨૨ (મેની ૪-૫) તારીખોએ પેત્રોગ્રાદમાં વ્યાપક દેખાવો થયા હતા. તેમાં ૧૦૦૦૦૦થી વધારે કામદારો અને સિપાહીઓએ ભાગ લીધો હતો. એ દેખાવો સંપેલી સરકારોને વિદેશપ્રધાન મીલ્યુકોવ તરફથી મોકલવામાં આવેલી યાદી વિરુદ્ધ લક્ષ્યાંકિત હતા. એ યાદી યુદ્ધને વિજયી અંત સુધી ચાલુ રાખવા વિશે હતી. એપ્રિલના દેખાવોથી સરકારની કટોકટી શરૂ થઈ. બોલ્શેવિક પાર્ટીએ પેત્રોગ્રાદના કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓ સાથેના સંમેલનમાં દેખાવો માટે નક્કી કરેલો દિવસ જૂનની ૧૦મી (૨૩મી) તારીખનો હતો. દેખાવનો ઉદ્દેશ સોવિયેતોની પ્રથમ અખિલ રૂસી કૉંગ્રેસમાં ભાગ લેનારા પ્રતિનિધિઓ સમક્ષ કામદારો અને સિપાહીઓની મુરાદ જાહેર કરવાનો હતો. કામદારો અને સિપાહીઓએ રાજ્ય સત્તા સોવિયેતોને સુપરત કરી દેવાની માંગ ઉઠાવી હતી. કૉંગ્રેસમાં મેન્શેવિક અને સમાજવાદી-ક્રાંતિકારી બહુમતીએ દેખાવ ન થવા દેવાનો ફેંસલો કર્યો, અને જૂનની ૯મી (૨૨મી) તારીખે ઠરાવ અપનાવીને તેની મનાઈ જાહેર કરી. બોલ્શેવિક પાર્ટીની કેંદ્રીય સમિતિ કૉંગ્રેસના નિર્ણયની વિરુદ્ધ નહોતી જવા માગતી, એટલે તેમણે દેખાવ રદ કરવાનો નિર્ણય લીધો, અને કામદારો તથા સિપાહીઓને દેખાવ ન કરવા મનાવી લીધા.

જુલાઈની ૩ અને ૪ તારીખની ઘટનાઓ વિશે છઠ્ઠી ટિપ્પણી જુઓ.—પૃ.૩૭

20 **નોવોયે વ્રેમ્યા** (નવયુગ)—આ દૈનિક અખબાર ૧૮૬૮ અને ૧૯૧૭ દરમિયાન પિટર્સબર્ગમાં પ્રકાશિત થતું હતું. ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી આ અખબારે પ્રતિક્રાંતિકારી વલણ અપનાવ્યું, મૂડીવાદી કામચલાઉ સરકારનું સમર્થન કર્યું અને બોલ્શેવિકોની ઉપર સખત પ્રહારો કર્યા. ૧૯૧૭ના ઑક્ટોબરની ૨૬મી (નવેંબરની ૮મી) તારીખે પેત્રોગ્રાદ સોવિયેતની લશ્કરી ક્રાંતિકારી સમિતિએ તેનું પ્રકાશન અટકાવી દીધું.—પૃ.૩૮

## નામ નિર્દેશિકા

### આ



### ક

ગ

**ગ્વોઝદિયોવ, કુઝમા આન્તોનોવિચ**(જન્મ ૧૮૮૩)—મેન્શેવિક વિસર્જનવાદી, ૧૯૧૭ના સપ્ટેંબરથી મૂડીવાદી કામચલાઉ સરકારમાં મજૂર પ્રધાન.—૩૮.

ચ

**ચેર્નોવ, વીક્તોર મિખાઈલોવિચ** (૧૮૭૬-૧૯૫૨)—સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીનો નેતા અને સિદ્ધાંતકાર, મૂડીવાદી કામચલાઉ સરકારમાં એક પ્રધાન.—૧૧, ૩૧, ૩૭.

ઝ

**ઝાસ્લાવ્સ્કી, દાવીદ ઈયોસીફોવિચ** (૧૮૮૦-૧૯૬૫)—પત્રકાર, પ્રથમ વિશ્વયુદ્ધ (૧૯૧૪-૧૮) દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી. તેણે ૧૯૧૭-૧૮માં બોલ્શેવિકોનો વિરોધ કર્યો હતો.—૩૯

ત

**ત્સેરેતેલી, ઈરાક્લી ગેઓર્ગીયેવિચ** (૧૮૮૨-૧૯૫૯)—મેન્શેવિક, ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી પેત્રોગ્રાદ સોવિયેતની કાર્યવાહક સમિતિનો સભ્ય. તે ૧૯૧૭ના મે માસમાં મૂડીવાદી કામચલાઉ સરકારમાં સામેલ થઈ ગયો હતો.—૧૧

દ

**દાંતોન, જ્યોર્જીસ જેક્સ** (Danton, Georges Jacques) (૧૭૫૯-૧૭૯૪)—ફ્રેંચ ક્રાંતિના જાણીતા આગેવાનોમાંનો એક.—૧૭, ૧૮.

ન

**નીકીતીન, એ. એમ.** (જન્મ ૧૮૭૬)—મેન્શેવિક, છેલ્લી મૂડીવાદી કામચલાઉ સરકારનો ગૃહપ્રધાન.—૩૮

પ

**પોત્રેસોવ, આલેક્સાન્દર નીકોલાયેવિચ** (૧૮૬૯-૧૯૩૪)—મેન્શેવિક આગેવાનોમાંનો એક, બોલ્શેવિક પાર્ટીની સમાજવાદી ક્રાંતિની તૈયારીનો તેણે વિરોધ કર્યો હતો.—૩૯.

**પ્લાનસોન, એ. એ.** —રેલવે કામદારોના ટ્રેડ યુનિયનની અખિલ રૂસી કાર્યવાહક સમિતિના આગેવાનોમાંનો એક, મવાળપંથી સમાજવાદી-ક્રાંતિકારી.—૩૨.

બ

**બાઝારોવ, વી.** (રુદનેવ, વ્લાદીમિર આલેક્સાન્દ્રોવિચ) (૧૮૭૪-૧૯૩૯)—રૂસી સામાજિક-લોકશાહીવાદી, ૧૯૧૭માં આંતરરાષ્ટ્રવાદી મેન્શેવિક બની ગયો, 'નોવાયા ઝીઝ્ન' અખબારના સંપાદકોમાંનો એક.—૪૧, ૪૨.

**બર્નસ્ટાઈન, એડુઅર્ડ** (Bernstein, Eduard) (૧૮૫૦-૧૯૩૨)—જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટી અને બીજી ઈન્ટરનેશનલના અત્યંત તકવાદી પક્ષનો આગેવાન, સુધારાવાદ અને સુધારણાવાદનો સિદ્ધાંતકાર.—૯.

મ

**માકલાકોવ, વસીલી આલેકસેયેવિચ** (૧૮૭૦-૧૯૫૭)—વકીલ, બંધારણીય-લોકશાહીવાદી પાર્ટીના આગેવાનોમાંનો એક.—૨૭.

**માર્ક્સ, કાર્લ** (Marx, Karl) (૧૮૧૮-૧૮૮૩)—વૈજ્ઞાનિક સામ્યવાદના સંસ્થાપક, આંતરરાષ્ટ્રીય સર્વહારા વર્ગના નેતા અને ગુરુ.—૮, ૯, ૧૩, ૧૭, ૧૮, ૩૯, ૪૦.

**માર્તોવ** (ત્સેદેરબાઉમ, યૂલી ઓસિપોવિચ) (૧૮૭૩-૧૯૨૩)—એક મેન્શેવિક આગેવાન. ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી તેણે આંતરરાષ્ટ્રવાદી મેન્શેવિકોના જૂથની આગેવાની કરી હતી.—૩૧, ૩૨.

**મીલ્યુકોવ, પાવેલ નીકોલાયેવિચ** (૧૮૫૯-૧૯૪૩)—બંધારણીય-લોકશાહીવાદી પાર્ટીનો આગેવાન, રૂસી સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગનો વિચારક, ૧૯૧૭માં પહેલી મૂડીવાદી કામચલાઉ સરકારનો વિદેશપ્રધાન.—૩૯.

ર

**રાકીત્નીકોવ, એન. આઇ.** (જન્મ ૧૮૬૪)—સમાજવાદી-ક્રાંતિકારી, મૂડીવાદી કામચલાઉ સરકારનો નાયબ કૃષિપ્રધાન.—૩૮.

**રિયાઝાનોવ, દવીદ બોરિસોવિચ** (૧૮૭૦-૧૯૩૮)—રશિયન સામાજિક-લોકશાહીવાદી, રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીની છઠ્ઠી કોંગ્રેસમાં (૧૯૧૭) તેને પાર્ટીમાં સભ્ય તરીકે સામેલ કરવામાં આવ્યો હતો, અને તેણે ટ્રેડ યુનિયનોમાં કામ કર્યું હતું.—૪૨.

**રિયાબુશીન્સ્કી, પાવેલ પાવ્લોવિચ** (૧૮૭૧-૧૯૨૪)—મોસ્કોનો મોટો બેંકર અને ઉદ્યોગપતિ, પ્રતિક્રાંતિકારી આગેવાનોમાંનો એક.—૩૯.

**રેનોદેલ, પિયેર** (Renaudel, Pierre) (૧૮૭૧-૧૯૩૫)—ફ્રેંચ સમાજવાદી પાર્ટીનો એક સુધારાવાદી આગેવાન.—૨૯, ૩૦.

**રોદઝિયાન્કો, મિખાઈલ વ્લાદીમિરોવિચ** (૧૮૫૯-૧૯૨૪)—મોટો જમીનદાર, રાજશાહીવાદી, કોર્નીલોવ બંડના આગેવાનોમાંનો એક.—૨૫-૨૭, ૩૦, ૩૨-૩૪, ૩૮.

**લ**

**લીબ્કનેખ્ત, કાર્લ** (Liebknecht, Karl) (૧૮૭૧-૧૯૧૯)—જર્મન અને આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલનનો નામાંકિત આગેવાન, જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીનો ઉદ્દામપંથી આગેવાન. તેને યુદ્ધ-વિરોધી પ્રચાર બદલ ૧૯૧૬માં સખત કેદની સજા કરવામાં આવી હતી. જર્મનીમાં ૧૯૧૮ના નવેંબરની ક્રાંતિ પછી તે જર્મનીની કોમ્યુનિસ્ટ પાર્ટીના સંસ્થાપકોમાં સામેલ હતો. પ્રતિક્રાંતિકારીઓએ ૧૯૧૯ના જાન્યુઆરીમાં તેની હત્યા કરી નાખી હતી.—૨૯.

**વ**

**વીખ્લ્યાયેવ, પી. એ.** (૧૮૬૯-૧૯૨૮)—આંકડાશાસ્ત્રી અને કૃષિવિજ્ઞાની, સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીનો સભ્ય, મૂડીવાદી કામચલાઉ સરકારનો નાયબ કૃષિપ્રધાન.—૩૮.

**વીલહેલ્મ બીજો** (Wilhelm) (૧૮૫૯-૧૯૪૧)—જર્મન સમ્રાટ અને પ્રશિયાનો રાજા (૧૮૮૮-૧૯૧૮).—૨૭, ૩૪.

**શ**

**શેઈદેમાન, ફિલિપ** (Scheidemann, Philipp) (૧૮૬૫-૧૯૩૯)—જર્મન સામાજિક-લોકશાહીવાદીઓની અત્યંત મવાળ તકવાદી પાંખનો એક આગેવાન.—૨૯, ૩૦.

**સ**

**સુખાનોવ, એન.** (ગીમ્મેર, નીકોલાઈ નીકોલાયેવિચ) (જન્મ ૧૮૮૨)—અર્થશાસ્ત્રી અને સમીક્ષક, મેન્શેવિક. તેણે અર્ધ-મેન્શેવિક અખબાર

2–582

'નોવાયા ઝીઝ્ન'માં લેખો લખ્યા હતા, અને મૂડીવાદી કામચલાઉ સરકારને સક્રિય ટેકો આપ્યો હતો.—૩૧, ૩૨.

**સુવોરીન, આલેકસેઈ સેર્ગેયેવિચ** (૧૮૩૪-૧૯૧૨)—પ્રત્યાઘાતી પત્રકાર, 'નોવોયે વ્રેમ્યા' અખબારનો માલિક અને પ્રકાશક. ૧૯૧૭માં અખબારનું સંપાદન અને પ્રકાશન તેના પુત્રોએ કર્યું હતું.—૩૮.

## વાચકોને

અમારા આ પ્રકાશનના વસ્તુ, ભાષા, રંગરૂપ તથા છપાઈ જેવા પ્રત્યેક અંગ વિશે આપના અભિપ્રાયો મેળવતાં અમને અત્યંત આનંદ થશે. નવાં પ્રકાશનો વિશે આપનાં સલાહસૂચનોનું અમારા કાર્યાલયમાં સાભાર સ્વાગત થશે.

પ્રગતિ પ્રકાશન
૧૭, ઝુબોવ્સ્કી બૂલવાર
મોસ્કો (સોવિયેત સંઘ)

